# ભોળી સુના

અથવા

# ગુલે શાહબાદ.

અંગ્રેજી ઉપરથી પારસી સંસારને લાગુ કરીને લખનાર

અ. કુ. મીઠાઇવાલા.




કીંમત આના આઠ.

# સાંકળિયું.

——:૦:——

## ભાગ પેહેલો.


પ્રકરણ ૧ લું.—

સરૂઆત. ... ... ... ... ... ... ૧

પ્રકરણ ૨ જું.—

બાગેબેહેસ્તનો મેહેલ. ... ... ... ... ... ૧૯

પ્રકરણ ૩ જું.—

નસલીને માટે છેલ્લો ચુકાદો. ... ... ... ... ૨૨

પ્રકરણ ૪ થું.—

પાપી પોતાને મોહડેજ પોતાનું પાપ ખુલ્લું કરે છે અને આખરે ઉંધો વલે છે. ... ... ... ... ... ૨૯

પ્રકરણ ૫ મું.—

તુકારામ જોશી અને સુનાનું ભરીશ. ... ... ... ૩૬

પ્રકરણ ૬ ઠું.—

"બાગે બેહેશ્ત"ના મેહેલમાં આવેલા પરોણા. ... ... ૪૧

પ્રકરણ ૭ મું.—

મોટા શાહ અને ફરેલજી વચ્ચેની ઠંડે પોહોરની વાતચીત ... ૫૧

પ્રકરણ ૮ મું.—

બરજોરજીનું વસીયતનામું... ... ... ... ... ૫૫

પ્રકરણ ૯ મું.—

સીલ કીધેલું પાકેટ અને મોહોતનું બીછાંનું ... ... ... ૫૯

પ્રકરણ ૧૦ મું.—

સોરાબ ચોર યાને ઘણો લોભ તે પાપનું મુળ. ... ... ૬૪


## ભાગ બીજો.


પ્રકરણ ૧૧ મું.—

નસલીની સુના પરની ચીઠી ... ... ... ... ૬૯

પ્રકરણ ૧૨ મું.—

સોરાબ અને તેની ૧ ..તર સ્ત્રી. ... ... ... ... ૭૨

પ્રકરણ ૧૩ મું.—

અવસાન કોલસાવાલાની ..ન—એક વીધવા ... ... ..૨

**પ્રકરણ ૧૪ મું.—**
સોરાબ જુગારી ને માકો મારવાડી. ... ... ... ૭૮
**પ્રકરણ ૧૫ મું.—**
ખરસેદજી ખાનબહાદુર અને પરીચેહેર. ... ... ... ૮૨
**પ્રકરણ ૧૬ મું.—**
કસબી બાલનો જુલફ. ... ... ... ... ... ૮૫
**પ્રકરણ ૧૭ મું.—**
ચોર સાહુકારને દંડે. ... ... ... ... ... ૯૫
**પ્રકરણ ૧૮ મું —**
ચોરને પોટલે ધુલની ધુલ. ... ... ... ... ૯૬
**પ્રકરણ ૧૯ મું.—**
કોલસાવાળાની ધન બીજી વખત ... ... ... ... ૯૯
**પ્રકરણ ૨૦ મું.—**
પડી ગયલું કાગલ. ... ... ... ... ... ૧૦૨
**પ્રકરણ ૨૧ મું.—**
મોબેદ કુકાદારૂ ... ... ... ... ... ... ૧૦૫
**પ્રકરણ ૨૨ મું.—**
શાવકશાહ તથા સુના. ... ... ... ... ... ૧૧૦

---

# ભોલી સુના

યાને

# ગુલે શાહબાદ.

## ભાગ પેહેલો.

### પ્રકરણ ૧ લું.

#### સરૂઆત.

ગુજરાતના દક્ષિણ ભાગમાં શાહબાદ નામનું એક ફલદરૂપ ગામડું ખીલી નીકલ્યું હતું. ત્યાંની આબોહવા ઘણી સારી હોવાથી આસપાસના શેહેરોનાં લોકો ત્યાં હવા ફેરફાર કરવાને આવતાં હતાં. એ ગાંમમાં કેટલાએક આબરૂદાર પારસીઓ રહેતા હતા, તેમનો ધંધો ખેતીવાડીનો હતો, એજ ધંધામાંથી તેઓ આબરૂ તથા તંદરોશતી ભરેલી જીંદગી સાથે પ્રમાણીકપણે પોતાનું ગુજરાન ચલાવતા હતા. તેઓના અંદરખાનેના ભોલાપણા તથા બાહેરના નીર્મળ દેખાવ સાથે તેઓની તંદરોશતીથી તથા શરીરનો બાંધો તેઓનીજ કોમનાં શેહેરમાં વસતા બીજા તવંગર પારસીઓ કરતાં હજાર દરજજે વધારે સારાં હતાં, તેમજ ખેતીનાં ઉતમપણાની ખરી ગવાહી આપતાં હતાં.

એપ્રેલ મહીનો અરધો પુરો થયો હતો. એક અતી ખુશનુમાં સાંહાંજ પડેલી હતી. આખા દીવસની સખત ગરમીથી તપી ગયલાં ઝાડ પાન પવનની થંડી લેહેકીથી જાણે આસાએસ લેતાં હોય તેમ ફલફલાદીથી જુમાઇ જતી ડાલીઓ આમ તેમ હીલવાથી હવા વધારે ખુશબોદાર થતી હતી; અને તે ઝાડો જે એક ન્હાના રસ્તાની બેઉ બાજુએ હારેબાર આવેલાં હતાં, તેમની ડાલ ઉપર બેસી ખુદરતી વાજીંત્ર યાને સુંદર પક્ષીઓ મધુર આવાજનાં શરોદ ગાઇ રહેલાં હતાં. સાંમી બાજુએ પાણીનો એક નીર્મલ ચશમો ઝણુ ઝણુ કરતા મધુર અવાજે વેહેતો હતો; ટુંકમાં તમામ ખુદરત ખુશનુમાં દીસતી હતી. આવા રળીઆંમણાં વખતે, ઉપર

જણાવેલાં ઝાડોની હારની વચ્ચે આવેલા, રસ્તા ઉપરથી એક ઘોડાની ગાડી પસાર થતી હતી. ગાડી દેખાવમાં ઘણી નાજુક દીસતી હતી. ઘોડો પણ ઘણા સારા દેખાવનો હતો. અને તેને આસરે ઓગણીસ વરસની ઉમરનો એક છોકરો બેસીને હાંકતો હતો; જો કે તેણે ખેડુતનો પોશાક પેહેરેલો હતો તોપણ તે ઘણોજ સાદો તેમજ સફાઇદાર હતો. તેનાં હસતા ગાલ અને તંદરોશત ચેહેરા પરથી એવું માલમ પડતું હતું કે તે ગામડીઆઓની કેટલીક જંગલી રીતભાતોથી તદન દુર હતો. જ્યારે તે હસતો ત્યારે તેનાં દાંત એક મોતીની હાર મીશાલ સરખા તથા સફેદ દીસતા હતા. તેનું નાક સીધું તથા અણીઆંળું હતું. તેનાં બાલ વલદાર તથા કાલા રંગના હતા. ટુંકમાં તે એક સાધારણ ખુબસુરતી ધરાવનારો જુવાનીઓ હતો. આ ગાડી તરફ લોકોનું વધારે ખેંચાણ તેમાં બીરાજેલી એક નોજવાન ખુબસુરત નાંજનીને લીધે હતું. તેણીની બેસવાની ઢપ, તેણીનો પોશાક અને તેણીનાં ચેહેરા ઉપરથી એવું માલમ પડતું હતું કે તેણી એક દોલતમંદ ખેડુતની છોકરી હતી અને પેલો છોકરો તેણીનો વીસવાસુ નોકર હતો; તે જ્યારે પોતાની શેઠાંણી પાસેનાં શેહેરમાં ઘર સંસારી ચીજોની ખરીદીને માટે જતી, ત્યારે ગાડી હાંકી જતો હતો અને આજે પણ એજ કાંમસર તેઓ નીકલ્યાં હતાં, એ તેણીનાં પગ આગળ ગોઠવેલા કેટલાક પડીકાં ઉપરથી માલમ પડતું હતું. તેણી સતર વરસની ઉમરની એક અતી ખુબસુરત નાર હતી. તેણીનાં ગુલાબી ગાલ તથા તેણીની હંસનાં જેવી સીધી ગરદન, મોતી જેવા દાંત કીરમજી રંગનાં હોટોમાંથી વારંવાર દેખાવ દેતા હતા. તેણીનાં નાગનાં જેવા કાલા અને રેશમ જેવા સુંવાલા વાલોનાં પેચદાર જુલફો, એ સર્વે એક ચીતારાની કલમને માટે ઘણોજ સરસ ખોરાક હતો. તેણીની આંખો હરણીનાં જેવી કાલી ને મોટી હતી. તેમજ તારાની માફક ચમકતી હતી. તે બંને આંખોમાંથી ભોલાઇ તથા નીર્દોશપણાનાં કીરણો લંબાતાં હતાં તથા તેની ઉપર બીજનાં ચાંદ જેવાં બે કમાંનદાર ભવાં ચીતારેલાં હતાં. તેણીની બહારની ખુબસુરતી સાથે સરખાવતાં તેણીના ભીત્તર ગુણોની ખુબસુરતી કાંઇ ઓછી હતી નહીં. તેણી એક હસમુખા સ્વભાવની, ભોલાં દીલની તથા દયાળું લાગણીવાલી એક નાજુક હૈડાંની છોકરી હતી. તેણીનું કદ સાધારણ ઉંચાઇનું હતું, તોપણ એક સારા દેખાવની ગાડીમાં જે સભ્યતા તથા દબદબા ભરેલી ઢપથી તેણી બેઠેલ હતી તેથી તેણીનું કદ વધારે ઉંચું હોય એમ દીસતું હતું. પણ ત્યારે તે સુંદર નાર કોણ હતી? તેણી એજ ગામમાં વસતા એક દોલતમંદ આબરૂદાર પારસી ખેડુત હોરમજજી શાહબાદવાલાની એક પુરી છોકરી સુના હતી.

તેણીની ન્હાની ઉમરમાંજ તેણીની મા મરણ પામી હતી; તે ઉપરથી એટલું તો સમજવાને સેહેલું હતું કે સુના પોતાના ઘરડા પીતાની જઇફીનાં વખતમાં એક મોટા દીલાસા જેવી થઇ પડી હતી. તેણીની માતા મરણ પછી તેણીની માંસી ઘરનું સઘળું કામ ચલાવતી તથા તેણીને સર્વે રીતની કેલવણી આપતી. હવે જે ગાડીમાં સુના બેઠેલી હતી, તે ગાડીને હાંકનાર પેલા જુવાંન નોકરનું નામ "નસલી" કરીને હતું. નસલીનાં ખરાં મા બાપ કોણ હતાં તે કોઇને માલમ હતું નહીં. પણ નસલી જ્યારે આઠ મહીનાની વયનો હતો ત્યારે એક રસ્તા આગળ આવેલાં ખેતરમાંથી તે એકલો રડતો જડી આવ્યો હતો. તેને સુનાનાં બાપે પોતાનાં હવાલામાં રાખ્યો હતો, જેથી સુના તથા તે ન્હાનપણથી ઉછર્યાં હતાં અને તેઓની ન્હાનપણની દોસ્તી અને ભાઇ બેહેનનાં જેવી પ્રીતીએ મોટાં થવા પછી એકએકમાં પ્યારનો જુસ્સો પેદા કીધો હતો અને તે બંનેમાં નસલીનો સુના પર પ્યાર વધારે હતો. પણ પોતે એક નોકર હોવાથી તે પ્યાર પોતે ખુલો કરી શકતો નહીં હતો. તોપણ સુના સાથે તે દરેક રીતે સભ્યતાથી ચાલતો અને તેણીનાં દરેક કાંમ બજા લાવવામાં પોતે ખુશી સમજતો હતો. અઠવાડીઆમાં બે વખત તે સુનાની ગાડી હાંકી લઇ જતો. સુનાબી કાંઇ નસલીનાં પ્યાર તરફ બેદરકાર હતી નહીં. પણ એક શેઠાંણી અને નોકર વચ્ચેનાં તફાવતની દેવાલથી તેઓના દીલ એકએક સાથ ખુલી રીતે મલી શકતાં ન હતાં. તેણીનો બાપ હોરમજી કંઇ નસલીને પોતાનાં નોકર તરીકે સમજતા નહીં હતા પણ પોતાનાં એક બચ્ચાં તરીકેજ ગણતો; કારણ કે હોરમજીની તમામ ખેતીની દેખરેખ નશલીજ રાખતો. હવે આપણે સુના તથા નસલીની તો ઓલખાણ કીધી. પણ સુનાનાં બાપ હોરમજી શાહબાદવાલા વીશે થોડું બોલ્યે. શાહબાદવાલાનું ખાંનદાંન ઘણું જુનું હતું. હોરમજીનાં બાવા પેસ્તનજી શાહાબાદવાલાને પાંચ છોકરાં હતાં, તેમાં હોરમજજી સર્વેથી ન્હાના હતા. પેસ્તનજીએ પોતાની ખેતીનાં બોહલા ધંધામાંથી સારી દોલત મેળવી હતી તેથી પોતાના ત્રણ દીકરાઓમાં કોણને રોકડ નાંણુ આપવું ને કોણને સઘળી ખેતીની જાગીર આપવી, તેનો તેવને સારો વીચાર કરી રાખ્યો હતો. તેવનના વડા છોકરા નવરોજને વેપારનો વધારે શોખ હોવાથી તેને થોડું રોકડ નાણું આપી એક પેહેડીનો ભાગીઓ કીધો, જેથી પોતાની જાતી હુશીઆરીથી પુશકલ નાણું એકઠું કરી તે પેહેડીનો ખુદ માલેક થયો, પણ આખરે તે થોડા વખતમાં મરણ પાંમવાથી તેની તમામ દોલત તેનાં એકપુરા દીકરા સોરાબને મળી, જે સોરાબને આપણે આગળ ચાલતાં વધારે ્ ી રીતે ઓલખીશું.

પેસ્તનજીનાં વચલા છોકરા બરજોરજીને પણ વેપાર ધંધાનો શોખ હોવાથી તેને પણ પેસ્તનજીએ સારૂં નાણું આપ્યું પણ વેપાર કરવાને બદલે દુનીઆની મુસાફરી કરી વેપારનો પેહેલાં બરાબર અનુભવ મેળવવાનાં ઇરાદાથી તે દરીઆની મુસાફરી કરવા નીકલ્યો; પછી તેનું શું થયું તે અત્યારસુધી કોઇને માલમ પડયું નહીં હતું તેથી સર્વેને એમજ માનવાની ફરજ પડી કે તે દરીઆમાંજ કોઇપણ બનાવથી મરણ પાંમ્યો હશે. હવે તેવનની મેહેર અને ગુલ નામની બે દીકરીઓ બાકી રહી હતી, તેઓને પણ સારે ઠેકાંણે પરણાવી હતી, તેઓને ત્યાં છોકરાંઓનો જન્મ થવા બાદ આ બંને બેહનો થોડા થોડા વખતને અંતરે મરણ પાંમી હતી. હવે બાકી રહેવામાં સુનાનાં બાવા હોરમજી સર્વેથી ન્હાના છોકરા હતા તેવનને તેવનનાં બાવા પેસ્તનજી મરતી વખત પોતાની બાકી રહેલી દોલત તથા તમામ જાગીર વારસામાં આપી ગયા, જેથી આજે હોરમજીને આપણે એક દોલતમંદ ખેડુત તરીકે ઓલખીએ છીએ. તેવનને પેટે સુના શીવાય બીજાં કોઇ છોકરાં હતાં નહીં. તેણી પોતાનાં ગાંમનાં ગરીબો તરફ ઘણી ઉદાર દીલ તથા માયાલુ લાગણી ધરાવતી હતી, તેટલાજ માટે ગાંમનાં લોકોએ સુનાને ગુલેશાહબાદ (યાને શાહાબાદનું ફુલ) કરી નાંમ આપ્યું હતું, જે નાંમ તેણીના સઘલા સારા ગુણો તરફ જોતાં તદન છાજતું હતું.

હવે આપણે સુનાને ગાડીમાં બેસી પોતાનાં ઘેર તરફ જતી જોઇ તે બાબદ ઉપર આવ્યે. ઘોડો પોતાની સાધારણ ચાલે ચાલ્યો જતો હતો, આસપાસ સઘલું એકાંત હતું એવાંમાં થોડેક દુર જવાબાદ સુના પોતાનું ગાંમ હજુર કેટલું દુર છે તે જોવા ગાડીની બહાર જોવા લાગી. તેવાંમાં જોએચ શું કે એક બીચારો બુઢો મરદ બીમાર હાલતમાં રસ્તાની એક બાજુએ પડી ઘણાં જોરથી દમ ખેંચતો હતો. આ દેખાવથી તેણીનું હૈડું પીગલી ગયું ને તરત નસલીને પોકાર મારી કહ્યું "ગાડી થોબાવ!" આ બોલતાં સાથ ગાડી ઉભી રહી ને તેજ વખતે નસલીએ નીચે કુદકો મારી ગાડીનું બારણું ઉઘાડી સુનાનો હાથ પકડી ગાડીમાંથી ઉતારી. સુના તરત પેલા બુઢા સખસ ભણી દોડી ગઇ ને તેની હાલત તપાસવા લાગી, તો માલમ પડયું કે તેણે એક હલકો પણ સફાઇદાર પોશાક પેહડેલો હતો, તેના માથાના તથા દહાડીનાં બાલ તદન સફેદ થઇ ગયા હતા, પણ તેનો ચેહેરો કોઇ પણ રીતે સારા દેખાવનો ન હતો, જો કે તેની આવી બીમાર હાલતને લીધે તે ચેહરો જોવાથી બીજાના મનમાં દયાની અસર થતી હતી પણ તે સઘળી બાબદ ઉપર વીચાર ન કરતાં સુનાએ

તો એટલુંજ ધાર્યું કે આ બીચારો જઇફ સખસ છે, તે એક સખત માંદગીમાં ગીરફતાર થએલો છે એટલુંજ નહીં પણ મરવાની અણી પર આવી ચુકો છે, માટે એની બરદાસ્ત લેવાની પેહેલી ફરજ છે એમ ધારી તેણી તથા નશલીએ બંને જણાએ તેને આસ્તેથી ઉઠાડી પોતાની ગાડીમાં બેસાડયો. સુના જે ચીજો બજારમાંથી ખરીદ કરી લાવી હતી તેમા દારૂ તથા દારૂ ભરવાનો એક સુંદર બાટલો પણ હતો; તે તેણીને યાદ આવ્યાથી નસલીને પાસેના ઝરામાંથી પાણી લાવવા દોડાવ્યો. પાણી આવતાંને વાર સુનાએ પોતાને હાથે પેલા બુઢાના મોંહો ઉપર થોડું છાંટયું ને થોડો દારૂ તથા પાણી ભેલ કરીને તેને પાયો જેથી તે જરા હુશીઆર થવા લાગો તે જોઇ સુનાએ પોતાનાં મધુર અવાજે કહ્યું "હવે તમે જરા હોશીઆર થતા માલમ પડો છો મારૂં ઘેર હવે માત્ર એક માઈલને છેટે છે ને મારા બાવા તમને સારો આવકાર દેશે, તમારે કંઇ પણ રીતની ફીકર રાખવી નહીં." આવી રીતની ન ધારેલી પરોણગતથી પેલા બુઢાનાં મન પર ઘણી અસર થઇ. તેણે ધીમે અવાજે સુનાનો ઉપકાર માન્યો અને કહ્યું "ખરેખર હું ઘણો બેહાલ છું, આ વખતે જો તમારી મદદ નહીં હતે તો હું આજે જરૂર મરી જતે, જો કંઇ હરકત નહીં હોએ તો તમારે ઘરે આવવા હું કબુલ છું." નસલીએ કહ્યું, હોરમજી શાહબાદવાલાનું ઘેર તમારા જેવી હાલતનાં સખસોને માટે સદા ખુલ્લું રહે છે. એમ કહી તે ગાડી હાંકી ઘર આગળ પુગો, આ ઘર અને તેની આસપાસના કમ્પાઉન્ડનો દેખાવ એક ગામડાની સુખી જીંદગીનો ઉમદા ખેઆલ આપતો હતો. ઘરના નોકરો ઢોરોને તેઓના ઠેકાણે બાંધવામાં તથા તેઓને ચારો નાખવામાં ગુંઠાએલા હતા. સંખ્યાબંધ મરઘાં તથા બતકાં છુટાંછુટા ચરતાં હતાં ન્હાના બકરીનાં બચ્ચાંઓ એમ તેમ કુડકા મારતાં હતા. બીજી બાજુએ લાંબી ગરદનના હાંસો ભારી ઠાઠ સાથે ફરતા હતાં. ખુશબોદાર ફુલોના ખમરાતથી હવા બેહકી રહી હતી. આવા એક મનોરંજક દેખાવની વચ્ચે સુનાના બાવા હોરમજી બેઠેલા હતા. તેવન આસરે પચાસ વરસની ઉમરે પુગેલા, કદે ઉંચા, તથા ફીકા ચેહેરાના એક ઉદાર ગ્રહસ્થ હતા. તેવનની સભ્યતા તથા આબરૂઇજત ભરેલી રીતભાંત તથા તેવનની દીકરી સુનાની ગરીબો તરફની દયાળુ લાગણીથી આ કુટુંબને આખા ગામના લોક માનની નજરે જોતાં હતાં. હવે ગાડી બારણાં આગળ આવી ઉભી કે તરતજ સુના નીચે ઉતરી પડીને જરા ઝડપવાલાં પગલાં ભરીને પોતાના બાપ પાસે ગઇ, તેના કરચલી ભરેલા કપાલ ઉપર એક બોકી લીધી અને પેલા બીચારા બુઢા વીશેની તમામ બીના ટુંકમાં પણ અસરકારક રીતે

સમજાવી. હોરમજીએ પોતાની દીકરીનાં ગુલાબી ગાલ ઉપર બાપીકા પ્યારથી હાથ ફેરવી કહ્યું, વાહાલી દીકરી, સુના, તે આજે જે કાંમ માથે લીધું છે તે ખચીત તારીફ લાયક છે, વાસતે ચાલો આપણે જઇને તે બીચારાને એક સગવડ ભરેલા ઓરડામાં આરામ કરાવ્યે; એમ કહી તેઓએ પેલા બુઢાને પોતાના સર્વેથી સરસ ઓરડામાં લાવી સુવાડયો અને તેની સારવાર કરવામાં કાંઇ બાકી રાખ્યું નહીં. આખો દીવસ સુના તેનાં બીછાંણા આગળથી ખસતી નહીં; પણ કમનશીબે બુઢાની તબીએત સુધરવાને બદલે ઉલતી બગડવા લાગી. નસલીને ગાડી આપી પાસેનાં શેહરમાંથી દાકટરને બોલાવવા મોકલ્યો. દાકટરે આવી બુઢાને તપાસી જોતાં પોતાનું મત આપતાં જણાવ્યું, કે એનું દરદ ઘણાં લાંબા વખતનું છે વાસ્તે એની જીવવાની આશા ઘણી ખરી ખોટી છે. આ ઉપરથી સુના તથા તેણીનો બાપ જરા ગભરાટમાં પડયાં. તેઓએ આખરે એવો વીચાર કીધો કે એ બુઢાનું કોઇ ઓળખીતું અથવા સગું વહાલું છે કે નહીં? અને જો હોય તો તેઓની સાથે આ બાબદસર પત્ર વેહવાર ચલાવવા તે રાજી છે કે નહીં તે એ બુઢાને પુછવું. હવે આવી રીતે પુછવાથી તે બુઢાને કાંઇ વેહેમ જાય નહીં અથવા કંઇ ફીકર પડે નહીં એવી રીતે સુનાએ તેને ઘણીજ નરમાસથી પુછયું. બુઢો જો કે ઘણોજ નાતવાન હતો તોપણ તેણે ધીમે સાદે જવાબ દીધો જે "મારૂં કોઇ ઓળખીતું નથી કે જેની સાથે હું કાગલ પત્રનો વેહેવાર ચલાંઉ. મારૂં સગું વહાલું પણ કોઇ નથી. આ દુનીઆમાં હું એકલોજ છું. મેહેરબાની કરી પેલાં મારા પેહેરવાનાં દગલાના ગજવામાં એક પાકેટ બુક છે તે મને લાવી આપો." સુનાએ તરતજ તે પાકેટ બુક લાવી આપી ને બુઢાનાં કહેવાથી તેને ટકીઆ સાથ અઢેલાવીને બેસાડયો. તેને પેલી પાકેટબુક લેઇને ઉગાડતાં ઉગાડતાં સુના તરફ જોઇ બોલ્યો, "મેહેરબાંન સુના આ પાકેટબુક તમારી ખાતરી કરવા ઉંગાડુંચ. જોકે હું એક ગરીબ માણસ છું, તોપણ તમારા ઘરમાં મારા રહેવાથી જેટલો ખરચ થશે તે તમામ ચુકવી આપવાને હું શકતીવાન છું." આ સાંભળી સુનાને જરા માંઠું લાગ્યું. તેણીએ કહ્યું કે શાહબાદવાલાનું કુટુંબ પૈસાની લાલચે કોઇની પરોણાગત કરતું નથી. વાસ્તે પૈસા બાબદ તમારાં મનમાં જે કાંઇ હોય તે તદન કહાડી નાંખજો. તમોને તમારાં સંગાં વીશે પુછવાંનું કારણ એટલુંજ હતું કે તમારી હાલત તદન વગર આશાની થઇ પડી હતી. વાસ્તે ખાતરીથી માનજો કે હમો ગરીબથી બનશે તેટલી તમારી બરદાસ્ત લેવાને ચુકશું નહીં. આ ઉપરથી પેલા બુઢાનાં

ચેહરા ઉપર જરા ખુશીનો પ્રકાશ માલમ પડયો ને તેણે તરત સુનાં પાસે માફ માંગી તેણીનો બેહદ ઉપકાર માંન્યો અને પેલી પાકેટબુક પોતાનાં તકીઆ નીચે મુકી. પોતાનું નામ જાણવા માગવાથી તેણે પોતાનું નામ કેરબાદ કરી જણાવ્યું.

એક મહીનાંમાં બુઢા કેરબાદની તબીએતમાં સુધારો થતો ગયો અને તે ખરૂં પુછાવતાં દાકટરની દવાઇથી નહીં પણ સુનાની અથાગ મેહેનત અને બીનસ્વાર્થી સારવારને લીધેજ હતું. પણ જેમ જેમ તે તંદરોસ્ત થતો ચાલ્યો તેમ તેમ તે પોતાનો અસલી ખવાસ દેખાડવા લાગો. જે ઉપરથી એવું સાબેત થયું કે તે એક બેકદર અને ખરાબ સ્વભાવનો અને જરા અભીમાંની પુરૂશ હતો એમ કહીએ તો ચાલે. ઉપકાર કેમ માનવો તે તો તે મુદલ જાણતોજ ન હતો અથવા તો ઉપકાર માનવાનું તે પોતાનાં દરજ્જાથી હલકું ગણતો હોએ એમ લાગતું હતું. જરા કાંઇ લાવતાં વાર લાગો કે તરત તે મીજાજ ખોહી દેતો ને સુનાને ઠપકાના શબ્દો કેહેતો, તોપણ આ મોટાં દીલની ને નરમ સ્વભાવની નાર તેના બેઅદબ બોલો ઉપર વધારે ધ્યાન આપતીતી નહીં ને અખાડા કરી જતી. કારણ કે તે પોતે એમ સમજતી હતી કે એક દુઃખી માણસની એવીજ હાલત હોય છે. તેનાં દુઃખથી તે કંટાલી જવાથી તેનાં મીજાજમાં પણ જરા બગાડો થાય છે તેથી તેવી હાલતનાં માણસોનાં બોલવા ઉપર ગુસ્સો નહીં કરતાં તેની ઉપર વધારે દયાની નજરે જોવાને તે દરૂસ્ત ધારતી અને તેથીજ તેણી બુઢો કેરબાદ જાણે તેણીનો બાપજ હોએ એ રીતે માવજત કરતી. જો એવીજ ચાલ કોઇ બીજાંનાં ઘરમાં ચલાવવામાં આવે તો તેજ ઘડીએ તેવાં માણસને ઘરની બહાર કાહાડે, પણ શાહબાદવાલાનાં ખાનદાંનનો ખવાસ અને ગુણજ જુદા હતા. એકે વખત બુઢા કેરબાદ ઉપર માંદગીએ ફરીથી ગલબો કીધો તેવી હાલતમાં તે તરેહવાર બડબડવા લાગ્યો. જાણે તેણે કોઇનું ખુન કીધું હોય અથવા કાંઇ મોટો ગુનાહ કીધો હોએ તેમ તે કંઇ ભેદ ભરેલા સખુનો તાપની ઝુમમાં બોલતો અને જ્યારે સુદ્ધીમાં આવતો ત્યારે સુનાને પુછતો કે હું કંઇ બોખારની ઝુમમાં બોલતો હતો? પણ દાકટરનાં ના કહેવાથી સુના તેને ના પાડતી હતી. તેથી તેને જરા દીલાસો મલતો હતો અને બીજી બાજુએથી તે પોતાની પેલી પાકેટ બુક વીશે બેહદ કાલજી રાખતો હતો. થોડે થોડે વખતે તે પોતાનાં તકીઆની નીચે હાથ ફેરવી પાકેટ બુકની તપાસ કરતો અને વખતે જ્યારે પોતાનીજ ભુલથી બીજે ઠેકાંણે મુકાઇ ગઇ હોય તો બીચારી સુનાનેજ ગલે પડતો કે તેંજ મારી પાકીટબુક

લીધી છે અને ફકત તેજ વખતે સુના નાચારે પોતાનો મીજાજ તાતો કરી પોતાની ઉપર મુકેલાં જુઠાં તોહોમતનો દબદબા ભરેલી આંખોનાં ચમકારા સાથ ઇનકાર કરતી જેથી આખરે તે બુઢો શરમાઇને નીચું જોતો ને તેણીની પાસે દરગુજર ચાહતો. જ્યારે તે પુરતી તનદરોસ્તીમાં આવવા લાગો ત્યારે એક દીવસે તેણે એક દસતુરને પોતાની પાસે બોલાવ્યો ને સુનાને ઓરડામાંથી બહાર જવા કહ્યું. થોડા વખત પછી તે દસતુર પોતાને ઘર ગયો; એ પ્રમાણે અઠવાડીઆમાં બે ત્રણ વખત કેરબાદની મુલાકાતે તે દશતુર આવતો પણ તેઓ વચ્ચે શું વાત ચાલે છે તે બીજા કોઇને ખબર પડતી ન હોતી. તાપની ઝુમમાં જે ભેદ ભરેલા બોલો તે બોલતો હતો, દસતુરની વારંવાર મુલાકાત જે તે લેતો અને પોતાની પાકીટ વીશે જે બેહદ કાલજી રાખતો, તે ઉપરથી સુના અને તેણીનાં બાપનાં મનમાં ખુદરતી અને વાજબી વેહમ પેઠો કે કેરબાદ એક સારૂં માણુસ નથી અને તેને કોઇ મોટો ગુનાહ કીધો છે તેથી તેવાં માણસને લાંબા વખત સુધી પોતાનાં મકાંનમાં રાખવું ઘણું જોખમ ભરેલું છે. તોપણ તેની માંદગી ભરેલી હાલતને લીધે તેઓ તેની વધારે દયા ખાતાં હતાં અને હવે જ્યારે તે પુરતી તંદરોસ્તીમાં આવવા લાગો અને મુસાફરી કરવાને શકતીવાન માલમ પડયો ત્યારે તેઓએ પોતેજ ધાર્યું કે બુઢો કેરબાદ પોતેજ પોતાની મરજીથી જવાને થોડા વખતમાં તૈયારી કરશે. પણ તેઓની બેહદ અજાએબી વચ્ચે એક દહાડે કેરબાદે એજ ઘેરમાં બીજો એક મહીનો રેહેવાની માંગણી કીધી. હોરમજીનું મન ઘચુપચુ હતું, તેવન એક ગુનેહગાર પુરૂશને પોતાનાં ઘેરમાં વધારે વખત રાખવાને બીહતા હતા. પેહલાં તો તેવનથી કાંઇ જવાબ અપાઇ શકાયો નહીં તેવામાં સુનાએ તેવનનાં કાંન આગળ જઇ આસ્તેથી કહ્યું વાહાલા બાવા! એ બીચારો હવે ખરેખરો પસ્તાવો કરે છે. આ દરમ્યાંન કેરબાદ ઘણીજ ચીંતાતુર આંખોથી આ બંને બાપ દીકરીને ટગર ટગર જોયા કરતો હતો. સુના તથા તેણીનાં બાપનાં મનમાં તે વખતે શું વીચારો ચાલતા હતા તે જાણે તે સમજી ગયો હોય તેમ તે બોલી ઉઠયો "તમારાં મનમાં શું છે તે હું સારીપેઠે સમજુ છું, તમે મને એક ગુનેહગાર પુરૂશ સમજો છો ને તેવા માણસને તમારા ઘેરમાં આસરો આપતાં તમે ખોદાથી બીહો છો કે રખે તેથી કાંઇ આફ્ત આવી પડે. હું કબુલ કરૂં છું કે મેં એક ભુલ કીધી છે, પણ મેં કંઇ કોઇનું ખુન નથી કીધું, કોઇની ચોરી કીધી નથી, કોઇ વીધવા અથવા માબાપ વગરનાં બચ્ચાંનું મેં નુકસાન કીધું નથી કે દુઃખ દીધું નથી. મારાં પડોસીને હેરાંન કીધાં

નથી, કોઇની જુઠી શાક્ષી આપી નથી અથવાતો કોઇ સ્ત્રીનું દીલ મેં તોડયું નથી. જેબી કાંઇ મેં કીધું છે તે ફકત મનેજ લગતું છે અને તે મારી તથા ખોદાનીજ જાણમાં છે. જો તમે મારા બોલવા ઉપર ભરૂસો નહીં લાવતા હોવો તો પેલા દસતુરને પુછી ખાતરી કરો અને જોકે તે કંઇ તમને બોલેબોલનો ખુલાસો નહીં કરશે તોપણ જે બાબદ મેં તમોને કહી છે તે સારી છે એવી તમારી ખાતરી કરી આપશે. વાસ્તે હવે તમે મને તમારા ઘેરમાં એક બીજો મહીનો રહેવા દેશો?

આ બોલોથી સુનાનું હૈડું પીગલી ગયું અને બંને બાપ દીકરીની પુરતી ખાતરી થવાથી હોરમજીએ મોટી ખુશી સાથે ભાર મુકીને કહ્યું "બેલાશક તમારી મરજીમાં આવે ત્યાંસુધી આ તમારૂંજ ઘર સમજીને રેહેવો," એમ કહી હોરમજી સુનાનો હાથ પકડી પોતાનાં બાગમાં ફરવા લાગ્યા. ફરતાં ફરતાં તેઓ કેરબાદનીજ વાત કરતાં હતાં અને કેરબાદે જે પોતા વીશે ખુલાસો કીધો હતો તે ઉપરથી તેઓ બંનેને ઘણો સંતોશ મળેલો જાહેર કરતાં હતાં, તેવામાં હોરમજીની નજર નસલીની ઉપર પડી તેને જોતાંજ તે સુના તરફ જોઇને બોલ્યો "જો સુના પેલો નસલી ઘોડા-પર બેસીને કેટલો જોરમાં દોડાવેચ, મારી જીંદગીમાં એવો બેસનાર મેં જોયો નથી. નસલી ઘણો સારો છોકરો છે. કેમ સુના તું નસલી વીશે શું ધારે છે?" સુનાંએ જવાબ દીધો "તમે મને એવો સવાલ કેમ પુછો છો? જો નસલી વીશે મારા સારા વીચાર નહીં હતે તો હાલમાં જેવી રીતે હું નસલી સાથે ચાલુ છું તેવી રીતે નહીં ચાલતે." "તું બરાબર કેહે છે! તું બરાબર કેહે છે!" હોરમજી બોલ્યા, "નસલી માતર ઓગણીશ વરસની ઉમરનો છે, મારા જેવોજ તે એક હુશીઆર ખેડુત છે, જ્યારે હું એ કાંમ ચલાવવાને અશક્ત થઇશ, અથવા થોડા વખત પછી જ્યારે હું આ દુ-નીઆ છોડી જઇશ ત્યારે ઓ વહાલી દીકરી સુના તું એકલી પડી જશે. મારી ગરીબ દીકરી, તારા જેવી સદગુણી દીકરી ધરાવવાને માટે હું ઘણો મગરૂર છેઉં, અને તારાં ભલાને વાસ્તે હું મારો જીવ આપીશ, વાસ્તે તારે વીશે મારો એક ચોકસ વીચારછે તે મને આશાછે કે તું નાપસંદ કરશે નહીં. એટલુંતો બેશક ખરૂં છે કે તું એક દોલતમંદ ખેડુતની છોકરી અને આ ૫૦૦ એકર જમીનની હકદાર વારશ છે, માટે તારે વાસ્તે એક લાયકજ ખાવંદ પસંદ કરવો જોઇએ. કદાચ મારી બેહેનોની માફક તું પણ એક સુધરેલા જુવાનીઆ સાથે પરણવાને શોખ ધરાવતી હશે, પણ મારા પચાશ વરસનાં લાંબા અનુભવ ઉપર હું તુને ખાતરીથી કહું છું કે તેવાં લગનો કદી પણ સુખી નીવડતાં નથી. જો તારા નવરોજ કાકાનાં દીકરા સોહરાબ વીશે

આપણે કેવું સાંભળ્યું છે! તે કેવી ઉડાઉ અને ધીકારવા જોગ જીંદગી ગુજારે છે! બીજા તારા ફુઆઓ મંનચેરજી મોટાશાહ તથા ફરદુનજી ફાંકડા આજે વરસ દાહાડે વીશથી પચીશ હજારનો ખરચ રાખે છે, પણ હું પુછવા માંગુચ કે તેઓ હીંમતથી કહેશે કે વીશ પચીશ હજાર રૂપીઆને બદલે વીશ પચીશ શેકડા રૂપીઆબી તેઓનાં પોતાના છે? તેઓની બીચારી જુવાંન છોકરીઓનું ભવીશમાં શું થશે તે હું કંઇ સમજી શકતો નથી; પણ હવે મારે તે લોક સાથે કાંઇ કાંમ નથી."

"પણ બાવાજી" સુનાએ કહ્યું, "તમે હમણાં તમારા વીચાર વીશે બોલ્યા તે વીચાર શું છે?" આ સવાલ કરતી વખતે સુનાનો ચેહેરો જરા શરમ અને ગભરાટથી લાલ થયો હતો, અને તેજ ગભરાટમાં તેણીએ એક ફુલ તોડીને પછી તેને સુંગવાને બદલે વીચારમાં ને વીચારમાં તદન પીખીને વેરી નાંખ્યું. તેવામાં હોરમજી બોલ્યા, "વાહાલી દીકરી, જો ખરૂં પુછાવે તો, મેં મારા મનમાં એવો ઇરાદો કીધો છે કે નસલી તારો સુખ દુઃખનો ભાગીદાર યાને તારો ખાવીંદ થાય, કારણકે એ છોકરો ઘણો સારો તેમજ તારે લાયક છે ને મારી ખાતરી છે કે એ તુંને ઘણાં નીર્મળ પ્યારથી ચાહે છે. ને જો એ કંઇ દોલત મેળવશે નહીં તોપણ તારી દોલત કોઇ રીતે ઉડાવશે નહીં. પણ તારાંજ સુખને ખાતર તે સારી સમજ વાપરી ઘટતી રીતે પૈસાનો ઉપયોગ કરી તુંને સદા ખુશી રાખશે. તુંને મારા ભત્રીજા સોહરાબનાં જેવા એક પારકે પૈસે મોજ કરનાર અને ભપકા ભર્યા પોશાકો પેહેરી લોકોને ઠગનાર, ઉડાઉ, ડોલ ઘાલુ એક સુધરેલા જવાન સાથે તુંને પરણાવીને, તુંને પણ જુઠા ભપકાનાં રેશમી પોશાકોમાં ઠાઠ સાથે ફરતી જોવાનાં કરતાં હું તુંને મારા નશલી જેવા એક સાદા, ભોળા, ખુબસુરત અને ખરા પ્યારથી ચાહનાર છોકરા સાથે પરણાવી તુંને પણ સાદા ને સફાઇદાર પોશાકમાંજ ફરતી જોવાને હું વધારે ખાહેશમંદ છું, કારણકે સોહરાબને તું જરા એશકી જોઇ તેની ઉપર જો તું તારૂં દીલ બાંધશે તો તું નકી ધારજે કે તેમાં તું પછવાડેથી પસતાસે, કારણકે એનાં જેવા શખસો પોતાનો જુઠો દેખાવ અને ભપકો સદા જાલવી રાખવાને માટે પૈસાની શોધમાં એક ભુખા વાઘની માફક ફરતા રહે છે; અને તારા જેવી એક ભોલી અને પૈસાવાલી જો તેનાં સપાતામાં આવી ગઇ તો તારી ખુબસુરતી કે ગુણો તરફ નહીં જોતાં પૈસાની લાલચે તુંને પરણશે, અને પૈસા જયાં સુધી ચાલશે ત્યાં સુધી તો તે તારી ઉપર તદન ખોટો પ્યાર દેખાડી તુંને રાજી રાખશે; પણ એવા ઉડાઉ પાસે ગમે એવી મોટી દોલત હોય તે પણ લાંબો વખત રેહેતી નથી

અને આખરે તમો બંને ભીખારી હાલતમાં આવી જાવો એમાં નવાઇ નહીં, તે તુરત તુને છોડી જઇ પૈસા મેળવવાના બીજા રસ્તા શોધવા જશે, અને તેજ વખતે મારા જેવા એક ગામડીઆ બાપની શીખામણ તુને યાદ આવશે. વાસ્તે આપણો સાદો ને ગરીબ નસલી તેવા ઉડાઉ ને એશકી જુવાનીઆઓ કરતાં હજાર દરજ્જે તુંને લાયકનો થઇ પડશે. આ વખતે સુનાના ગુલાબી ચેહેરા ઉપર તરેહવાર રંગો બદલાતા. તેણી નસલીને ચાહતી હતી ખરી તોપણ તેણીએ તેની ઉપર કંઇ પોતાનો મજબુત પ્યાર બાંધ્યો હતો નહીં, તેણીના વીચાર બહુ મોટા અને લાંબા હતા. મોટી અને સુધરેલી મંડળીઓમાં ફરવાને તેણીને એક શોખ હતો પણ આજના તેના પીતાના ભાશાણે તે શોખને જબરો ફટકો માર્યો હતો. તેણીનું મન ઘચુપચુ હોવાથી તેની કંઇ પણ જવાબ દઇ શકી નહીં તેથી હોરમજીએ જાણ્યું કે તેણી કાંઇ જવાબ આપતી નથી તેથી તેણીએ કોઇ બીજા શખસ ઉપર પોતાનો પ્યાર બાંધેલો હોવો જોઇએ એમ ધારી તેવણે કહ્યું, સુના તું મને જવાબ આપતી નથી, પણ મારી વાહાલી દીકરી તું મને તારા ખુલ્લાં દીલથી જે હોય તે કહે કે તું તારા ખરા પ્યારથી તારી રાજી ખુશીથી નસલીને તારો સુખ દુઃખનો ભાગીદાર બનાવવા ઇચ્છે છે?" સુના પોતાના બાપને અતીઘણી ચાહાતી હતી અને તેની જઇફી વખતે તેની મરજી વીરૂધ જઇ તેના દીલને દુઃખી કરવા ચાહતી ન હોતી. તેણીએ પોતાના પીતા તરફ જોઇને કહ્યું, વહાલા બાવાજી જેબી ચીજમાં તમે ખુશી થાવો ને તેમાં મારી તાબેદારી ગણાએ તે ચીજ કબુલ કરવાને હું સદા રાજીખુશી સાથ તૈયાર છું. આવો જવાબ સાંભળી હોરમજીએ અતી હરખ ભર્યાં હૈડાં સાથે સુનાના બંને ગાલો ઉપર બોસા લઇ તેણીને પોતાની ગોદમાં દાબી. એવામાં જે જગાએ તેઓ ઉભાં હતાં ત્યાં ઉગેલા એક વેલાની પછવાડે થઇને બુઢો કેરબાદ એક ધાબલી ઓઢીને તેઓની સામે આવી ઉભો, તેને જોઇ સુના જરા ફગલાઇ કે રખેને પોતાના પીતા સાથે નસલી વીશે જે વાત થઇ તે તેણે સાંભળી હોય. હોરમજીના મનમાં પણ એવોજ શક ગયો, પણ બુઢો કેરબાદ તરતજ બોલ્યો કે જો હું જાણતો હતે તો તમે ઘણો વાર થયો બાગમાં ફરવા નીકળ્યાં છો તો હું ત્યારનો તમારી સાથે જરા હવા ખાવા આવતે પણ મને તો હમણાજ ખબર પડી, વાસ્તે મેહરબાન બેહેન સુના જરા મુજ બુઢાનો હાથ ધરીને ચાલશો તો મેહરબાની. "હાજી મોટી ખુશી સાથે" એમ કહી તેણીએ પોતાનો નાજુક હાથ બુઢા કેરબાદને આપ્યો કારણ કે આ વખત બુઢો કેરબાદ રોજ કરતાં વધારે નમ્રતા બતાવીને બોલ્યો હતો.

બીજે દીવસે અરદીબેહેશત રોજનો હમકારો હતો, અને સુના દર હમકારે નવાં કપડાં પેહેરી અગીઆરીમાં બંદગી કરવા જતી, પણ જ્યારથી બુઢો કેરબાદ ઘેરમાં આવી રહ્યો હતો ત્યારથી તેની સારવાંરમાં પડવાથી તેણીથી જવાયું ન હોતું. પણ હવે બુઢો કેરબાદ સારી પેઠે હોવાથી બીજે દીવસે સઘળાઓ સાથે અગીઆરી જવાનો ઠરાવ કીધો. સુનાને જરા ભપકાદાર પોશાકનો વધારે શોખ હતો, તેણીએ આ વખતે ઘણો સારો પોશાક પેહેરેલો હતો પણ તે જોઇ બુઢો કેરબાદ જરા દીલમાં કચ-વાતો માલમ પડયો, જાણે એવું દેખાડતો કે તેને આવા ભપકાદાર પોશાકનો ધીકાર છે. સુના એ સમજી તો ખરી અને એ વીશે મનમાં જરા ગુસ્સો પણ લાવી. પણ તેણીનો ગુસ્સો સદા ચાર સેકન્ડ સુધીજ રહેતો. બુઢો કેરબાદ પોતાનાં મેલા અને ફાટેલા પોશાકમાંજ અગીઆરી ગયો. પણ ત્યાં તેણે એટલીતો ગંભીરતાથી બંદગી કીધી કે જાણે તેણે ખચીતજ કોઇ મોટો ગુનાહ કીધો હોય, જેને માટે આજે તે ગુનાહનો પસતાવો કરી ખોદા પાસે માંફી ચાહતો હોય. બીજે દીવસે આસરે દશ વાગે જ્યારે હોરમજી તથા નસલી ખેતરે ગયાં અને સુના પોતાના ઘેરનાં કાંમકાજથી પરવારીને પોતાના ઓરડાની બારી આગળ સીવવા બેઠી હતી ત્યારે બુઢો કેરબાદ તે ઓરડામાં દાખલ થયો. તેના હાથમાં એક સીપનાં પડની દાબડી હતી જે દેખાવમાં ઘણીજ સુંદર હતી. સુનાની સામે પડેલી એક ખુરસીપર તે બેસી, સુનાનાં અને પોશાક તરફ જોઇને તે બોલ્યો, કેમ બેહન સુના આજે કંઇ તમે ગઇ કાલનાં જેવો એશકી પોશાક નથી પેહેડયો. સુના આ તેનું ટીકા ભરેલું બોલવું તરત સમજી ગઇ પણ કંઇપણ ગુસ્સાનાં ચીન્હો બતાવ્યા વગર તેણીએ હસતે મુખડે જવાબ દીધો કે ગઇ કાલે તો એક આપણો સારો દહાડો યાને તેહેવાર હતો ને આજે તો કામ કાજ કરવાનો દીવસ તેથી આજે તેવાં કપડાં પેહેરવા ઘટે નહીં. અં! હં! બુઢા કેરબાદે હુકારો પુરીઓ હવે હું સમજ્યો પણ ચાલો હવે એ વાત નાંખી દેવો. જેમ તમારી મરજીમાં આવે તે ખરૂં. તમો હજુર બચ્ચાં છો ને તેની સાથે ખુબસુરત છો તેથી મને તે સારૂં પેહેડીને ફરવાનો શોખ હોવોજ જોઇએ. વાસ્તે વહાલી દીકરી સુના, લે, આ તારે વાસ્તે છે તે તું મારી તરફથી કબુલ રાખ. એમ કહી તેણે પેલી સુંદર દાબડી સુના આગળ ધરી અને એક ચાંપ દાબવાથી તરતજ તે દાબડી ઉગડી ગઇ ને તેમાંથી ઘણીજ ઉંચી કીંમતનાં ને જહલકતાં જવાહેર તથા હીરાની જણસો નજરે પડી તે જોઇ સુનાની ખુશી અને અજાએબીનો કસો પાર રહ્યો નહીં. તે દાબડીમાં ગળામાં પેહેરવાનો સોનાંનો હીરા મઢેલો

એક હાર હતો તેને એક નાંગનાં આકારમાં ઘડેલો હતો અને નાગની આંખને બદલે બે કીંમતી યાકુતો જડેલાં હતાં. બીજું આંગલે પહેરવાની હીરાની બે વીટીઓ, અને તદન હીરાથી જડી લીધેલી એક લાકેટ હતી. તે સોનાનાં ચલકાતથી અને આબવાલા હીરાનાં પ્રકાશથી સુના તદન છક થઇ ગઇ. "દીકરી સુના," બુઢો કેરબાદ ફરીથી બોલ્યો, "એક બુઢા શખસ તરફનાં તારી ઉપરનાં એક બાપનાં જેવા પ્રેમની ઇધાની દાખલ તું આ નજીવી ચીજ કબુલ રાખ." અતી ગભરાટ ભરેલી ખુશી વચ્ચે સુનાએ જવાબ દીધો, "અરે કેરબાદજી, તમારો પુરેપુરો ઉપકાર હું કેવી રીતે માનસ, પણ કેરબાદજી મને એટલી ફીકર લાગેચ કે મારા બાપે અને મેં તમારે વાસ્તે જે નજીવી મેહેનત કીધી છે તેનો બદલો તમે મને આ કીંમતી ચીજોથી વાલી આપતા હશો." આ વખતે સુનાનાં મનમાં તરેહવાર વીચારો આવતા તેણી પોતાને પોતાનાં મનમાં જાણે તે દાબડીમાંનાં સઘળાં ઘરેણાં પેહેરીને ઊંચા પોશાકમાં ભપકાબંધ બેઠેલી હોય તેમ જોતી હતી. તેટલાંમાં કેરબાદ બોલ્યો, "નહીં એવા વીચાર મારા મનમાં છેજ નહીં. તમે મારી જે પરોણાગત કીધી છે તેની તો કીંમત થનારજ નથી અને તેના બદલા તરીકે સમજીને જો હું આ આપતો હોઊં તો તે એક રીતનું તમોને અપમાન કીધા બરાબર છે; પણ આ તો ફકત આપણી ઓલખાણ અને દોસ્તીની એક નજીવી ઇધાની છે." વળી પાછી સુનાની હરણ જેવી આંખો ખુશીથી ચમકવા લાગી. તેણી પેલી દાબડીને એમથી તેમ ફેરવીને હસી હસીને જોવા લાગી, ને તરેહવાર વીચારોમાં ગુંચવાઇ પડી. આ સઘળો વખત બુઢો કેરબાદ સુનાની સર્વે હીલચાલને ઘણાંજ ધ્યાનથી જોયા કરતો તેવાંમાં આખરે સુના બોલી ઉઠી, "નહીં કેરબાદજી મને માફ કરો, હું તમારી ભેટ કબુલ રાખી શકતી નથી, એ ઉપરથી તમારે મારે વીશે કંઇ કમ મેહેરબાંનીનો ખોટો વીચાર લાવવો નહીં, હું તમારો બેહદ ઉપકાર માંની આ ચીજ નાકબુલ રાખુછું કારણકે એવી કીંમતી ચીજ કોઇ મોટા સેઠીઆની છોકરી અથવા ધણીઆણીને છાજે, પણ હુંતો એક ખેડુતની છોકરી છેઊં તે વાસ્તે હું તમોને એ ભેટ પાછી લેવાને અરજ કરૂં છું." એમ કહી તે દાબડી તેણીએ પાછી આપી. બુઢા કેરબાદે દાબડી લેતાં કહેઊં કે, "જો બેહેન આવી સુંદર ભેટ પાછી આપ્યા પછી કંઇ પસ્તાતી ના, તુંને જ્યારે જોઇશે ત્યારે હું આપવાને તૈયાર છું." એમ કહી તે સુનાનાં સાદાપણા અને ઊંચા મતની ખુશાલી વચ્ચે ઓરડામાંથી બાહેર ગયો.

આ બનાવને બીજે દહાડે સાંજે સુના પોતાના બાગમાં એકલી ફરવા

નીકળી હતી, તેણીનાં દીલમાં એક હલકી રેશમી સારી પેહેડેલી હતી અને પોતાની છાતી આગળ બદીઆનનાં એક હોલમાં એક સુંદર ગોલાબનું ફુલ ખોસેલું હતું, આ ફુલ નસલીનું આપેલું હતું. નસલી રોજ સહવારના ઉઠતાંનેવાર બાગમાં ફરતો ને સરસમાં સરસ એક ફુલ તોડીને સુનાને આપતો, જે તેણી તે ફુલ સુકાઇ જાય તે છતાં બીજે દીવસે તાજું આપે તાંહાં સુધી રેહવા દેતી. આથી નસલી વધારે ખુશી થતો હતો. ચાલતાં ચાલતાં વીચારમાં ને વીચારમાં તેણી પાસેનાં એક ખેતરમાં દાખલ થઇ અને થાકી જવાથી એક મોટાં ઝાડનાં છાંયાં નીચે બેઠી અને પેલું ફુલ હાથમાં લેઇ તેની તરફ જોઇને પોતાના મન સાથેજ બોલી, "હા, આ મારા નસલીએ આપેલું ફુલ કેરબાદે ભેટ દાખલ આપવા કીધેલાં હીરાનાં હાર કરતાં વધારે સોભશે." એટલું બોલી રહી તેવામાં, "સુના એ ફુલ મને આપ" એવો અવાજ સુનાની પછવાડેથી એકાએક સંભલાયો, તેણીએ તે અવાજ કોણનો હતો તે ઓળખ્યો ખરો પણ પોતાની ખાતરી કરવા પાછલ ફરીને જોયું તો પછવાડે નસલીને ઉભેલો દીઠો. તે સુનાની પછવાડે તેણી નહીં જોએ તેમ આવ્યો હતો અને સુનાના બોલેલા દરેક બોલ સાંભલી લીધા હતા. સુનાને પણ તે વાતનો શક ગયો હતો કે નસલીએ તેણીનાં બોલ સાંભળ્યા હશે. તેવામાં ફરીથી નસલી બોલ્યો "અતીઘણી વહાલી સુના આ ફુલ મને આપ; જે બોલો તું હમણાં બોલી તે જો તું નહીં બોલી હતે તોપણ આ ફુલ તો હું માંગતેજ, પણ તારા બોલો મને એવા મીઠા ને મધુર લાગા છે કે હવે મને એ ફુલ એક હજારઘણું વધારે પ્યારૂં લાગે છે. તુંને આપવા કીધેલા હીરાનાં હાર કરતાં આ ફુલજ તાર સીંગારને શોભા આપશે." "પણ તમોને તે હારની વાત કોણે કહી"? સુનાએ જરા શરમાઇને નસલીને પુછયું. નસલીએ જવાબ આપ્યો, "એ વાત પેહેલી તો મારા મુરંબી તારા બાવાએ કહી ને તેની સાથે વળી મને એક મોટી આશા પણ આપી છે, કે જે હાથમાંથી હાલ હું આ ફુલ માંગુંછું તેજ હાથનો થોડા વખતમાં હું એક તાબેદાર ધણી થવશ." એમ કહી, સુના બેઠેલી હતી, તેથી, નસલી પેલું ફુલ લેવા જરા વાંકો વળ્યો ને પોતાનો હાથ લંબાવ્યો, પણ સુનાએ તે હાથને આસ્તેથી ખસેડીને પોતે જરા ગાભરા તેમજ હસતા મુખડા સાથે ઉભી થઇ, જો કે તેણી કોઇ પણ રીતે નસલી પર નાખુશ થઇ ન હોતી પણ નસલીને આથી જરા માંઠુ લાગ્યું. અને આ અજાયબ જેવા બનાવથી તેનું દીલ બહુ દુઃખાયું. તદન નાસીપાસી સાથે એક હાય મારી તે બોલ્યો, "અરે સુના શું તું મારી સાથે ગુસ્સે થઇ છે શું? ત્યારે આજ ત્રણ વરસ થયાં હું મારા મનમાં જે જે આશાઓ બાંધતો આવ્યો છું

તે સર્વેનો શું હવે ભંગ થશે? અરે, તારા બાપની આપેલી આશા પણ ત્યારે કદી પાર પડનાર નથી. તારે માટે મેં મારી ઉંઘ, ભુખ, ને સુખ સર્વે ખોઇ તાહરાજ વીચારમાં મેં મારા દીવસો ગુજાર્યા તે ફોકટ! કંઇ નહીં! તું મને છોડશે પણ આ મારા જીગરમાં તારે માટે જે અખુટ પ્યાર ભરેલો છે તેને હું જીવસ ત્યાંસુધી છોડીશ નહીં. જ્યાં જવશ ત્યાં મારા મનમાં તારાજ વીચાર રહેશે, મારા મોહડાંપર તારૂંજ નામ યાદ રહેશે અને મરશ તારે પણ એ સુના તારૂંજ નામ લઇને તારીજ યાદમાં આ દુઃખી પ્રાણ છોડશ. અરે વહાલાં જીગર! હું એમ નહીં જાણતો હતો કે આ મારા છુપા પ્યારનો બદલો આખરે તું મને આવી રીતે આપશે? આ તારા રેશમ જેવા બાલનો એક કરલ તેં મને ગુંડી આપ્યો હતો તે પણ તેં પાછો લીધો ને મેં મારી ભોલાઇથી ઠગાઇને તે આપ્યો, ત્યારે હવે હું તારી જુદાઇનાં રડન કરતી વખત તારી નીશાંની શું રાખશ? પણ કંઇ નહીં તારી સખી મારી પાસે છે તે બસ છે. તુ જ્યાં હોય ત્યાં સુખી રેહેજે, એજ મારી હંમેશની દુવા છે. મારાં ક્રીસમતમાં જે સુખો સરજેલાં હોય તે તુંને મળજો, કારણ કે તારા વીનાં હું કોઇ બીજું સુખ સમજતો નથી, હવે તારેથી છુટા પડવા પછી મારા દહાડા દુઃખમાંજ ગુજરશે." આટલું બોલતો હતો તેટલાંમાં સામેની બાજુનાં એક દરવાજામાં એક ઉંચા કદનો આસરે ચોવીશ વરસની ઉમરનો એક એશકી જુવાનીઓ આવતો માલમ પડયો. વેને જોતાંવાર સુના પોતાની સારી તથા કપડાં સરખાં કરવા પડી ગઇ, અને તે વખતે તેણીનાં હાથમાંનું ફુલ નીચે પડી ગયું, પણ તે તેણીએ જોયું નહીં અને ઉતાવળથી તેણી પેલા સામેથી આવતા જુવાનીઆને મળવા દોડી ગઇ. સુનાની ખુબસુરતી જોઇ પેલો જુવાન જરા અજાયબીમાં પડયો પણ હીંમત રાખી ને બોલ્યો, "તમે મને ઓલખશો નહીં તેમાં કાંઇ નવાઇ નહીં, કારણ કે અગાઉ જે એક નાની ને ખુબસુરત છોકરી સાથે હું રમતો હતો તે હમણાં પોતાની જુવાનીની પુરબહારમાં આવેલી હું જોઉં છું." "આહા" સુના બોલી, "તમે મારા કાકાનાં છોકરા સોરાબજી છો!" "સોરાબજી નહીં," તેણે જરા હસતે ચેહેરે કહ્યું, "સોરાબજી નહીં પણ અમથો સોરાબ, તેવીજ રીતે તમે પણ સુનાબાઇ નહીં પણ હું જેમ ન્હાનપણમાં તમોને બોલાવતો તેમ, તમે સાદી સુના છો." આ ઉપરથી હસીને બંને જણાંઓએ શેકહેન્ડ કીધી, ને જરા ગરદન ઉંચી કરી તથા પોતાનાં એશકી પોશાક તરફ જોતો, સોરાબ બોલ્યો, "હું મુંબઇથી હમણાંજ આવી પુગો છું, તમારે ઘેરથી મને એવી ખબર મળી કે સુના બાગમાં ફરે છે તેથી હું આ તરફ ચાલી આવ્યો,

ને લેવો આ સામેથી તમારા બાવા હોરમજીબી આવે છે." હવે સોરાબનાં આવવાથી તેની સાથેની વાતચીતમાં સુના નસલીને ભુલી ગઇ હતી, સોરાબ અને સુના વચ્ચે જે વાત થતી હતી તે વખતે નસલી અજાણો થઇ આમથી તેમ ફરીને તેઓની સઘળી વાત સાંભળતો હતો અને જ્યારે તેઓ ઘર ભણી ચાલ્યાં ત્યારે પેલું પડી ગયેલું ફુલ નસલીએ ઉંચકી લેઇ પોતાની આંખ સાથે દાબીને ચુંમી લીધી અને પછી પોતાની છાતી આગલ બેસીને એક મોટાં જાહાડ નીચે હાય અફસોસ કરતો બેઠો. તેણે પોતાના હલકા પોશાક સાથે સોરાબનાં ભપકાદાર પોશાકની સરખામણી કરી પોતાની ખાતરી કીધી કે સુના હવે મારા જેવા એક ગામડીઆનાં પોશાક કરતાં આ સુધરેલા જવાનનાં ભપકાને વધારે પસંદ કરશે. આ વખતે તેની આંખોમાંથી બોર જેવાં આંસુઓ વેહેવા લાગાં, તેનાં દુઃખનો કાંઇ પાર હતો નહીં. તે હાએ ને અફસોસ કરી સુનાનું નામ પોકારતો. અને જાણે તેનાં ગમમાં ભાગ લેતાં હોય તેમ ઝાડપાનો સ્થીર થઇ ગયલાં અને પક્ષીઓ મુંગા થયલાં દીસતાં હતાં. પણ જેને માટે તે આવો સંતાપ કરી રડતો હતો તે તો એક એશકી જુવાનીઆ સાથ બેસીને હસતી હતી. આખરે તે તુટેલાં દીલ સાથે ઉઠી ચાલતો થયો.

સોરાબ ફકત એકજ વખત પોતાનાં બાપ સાથે સુનાને ત્યાં આવ્યો હતો અને તેને આજે બાર વરસ થઇ ગયા હતાં તેથી હોરમજીએ તો તેને પેહલાં ઓળખ્યો નહીં પણ સુનાએ તેને ઓળખ્યો તેથી હોરમજીએ ઘણાં ખુશી થઇ પોતાના ભત્રીજાને હરખથી કોટી કરી તેને આશીરવાદ દીધા. જ્યારે સોરાબ નાહનો હતો ત્યારે તેની રીતભાત તથા સ્વભાવ ઘણો સારો હતો તે સુના તથા નસલી સાથે હલી મળીને રમતો પણ તેના બાપના મરણ પછી તે બગડવા લાગ્યો, તે એક ઉડાઉ અને બદ ચાલનો જુવાનીઓ હતો. મુંબાઇમાં સર્વેને જાણીતો તે એક પેહલાં નંબરનો જુગારી હતો. તેણે પોનાના બાપની સઘળી દોલત ખરાબ રસ્તે ઉડાવી દીધી હતી. એ વીશે હોરમજીને થોડું ઘણું માલમ હતું, પણ તેને નાદાન સમજીને કેટલી વખત શીખામણનાં કાગજ લખતા હતા. હોરમજી જાતે ઘણાં ભોલા હતા અને સોરાબ પોતાને ઘેર આવ્યો તે પોતાના કાકાના પ્યાર અને માનને વાસ્તેજ આવ્યો છે એવું તે બીચારા સમજીને તેને ઘણોજ પ્યાર ભરયો આવકાર દીધો. તેવણે સુનાને ખાનાને વાસ્તે તૈયારી કરવા જવાનો હોકમ કીધો પણ સોરાબે એવું કહી તેણીને અટકાવી કે "મને વખત લાગશે તો કંઇ નહીં હું સાંજ ખાઇશ." આગળ ચાલતાં હોરમજીએ પોતાના ભોલાં દીલથી સોરાબને પુછયું, પણ વહાલા

સોરાબ તારે વાસ્તે જે બધી ખરાબ વાત ચાલી રહી છે, તે મારા ધાર્યા પ્રમાણે બધી જુઠી બનાવટ હશે. "તદન ખોટી બનાવત," સોરાબ જરા ઉશકેરાઇને બોલ્યો, "મુંબાઇમાં એ તો એક બુરો રેવાજ સાધારણ થઇ પડયોચ." હોરમજીએ પછી પોતાની મરનાર બેઉ બેનોનાં ધણીઓ યાને હોરમજીનાં બેઉ બંધેવીઓ અને તે બંધે બંધેવીની છોકરીઓની હાલત વીશે પુછતાં સોરાબે જણાવ્યું કે "તે બંને જણાઓ ઘણા ઉદાઉ ને મગરૂર છે, તેઓ પોતાની આવક કરતાં વધારે ખરચ રાખે છે ને કોઇના પૈસા પાછા આપતા નથી એવી રીતભાતથી એ લોકનું સારૂં થાય એવું દીસતું નથી ; અને કાકાજી હવે મારીબી કાંઇ મારાં સારાને માટે અને મારો દહાડો કંઇ સુધરે એવો રસ્તો સોધવાની ખુશી છે." ભોલા કાકાજીએ જવાબ દીધો, "ત્યારે તમારે પરણવું જોઇએ, કારણ કે પરણવા સીવાય માણસ આ દુનીઆમાં કદી ઠેકાણે પંડતું નથી; પણ વ્હાલા ભતત્રીજા તુંને યાદ છે કે થોડુંકની વાત પર મેં તારે વીશે એક વાત સાંભળી હતી કે તું કોઇ હલકી સ્થીતીની સ્ત્રી સાથે પરણાવાનો હતો ને તે વખતે મેં તારી ઉપર શીખામણના કાગલો પણ લખ્યાં હતાં ને તેથીજ હું ધારૂંચ કે મારા કાગલને માન આપી તું તેણી સાથે પરણ્યો નહીં તે જોઇ હું ઘણો ખુશી છું." સોરાબે આ વાતને એક ખોટી નીંદા તરીકે ગણી તેનો ઇનકાર કીધો; પણ સુનાનો ચેહેરો ફીકો પડી ગયો, તેણી એવું ચાહાવા લાગી કે તેણી આ વાતની વખતે હાજર નહીં હતે તો બેહેતર થતે, એવામાં બુઢો કેરબાદ સામેથી આવતો નજરે પડયો, તેને વીશે હોરમજીએ સોરાબ આગળ ટુંકમાં બધી વીગત સમજાવી. બુઢો કેરબાદ તેઓ આગળ આવી ઉભો, તે વખતે હોરમજીએ સોરાબ અને કેરબાદની ઓલખાણ કરાવી, પણ સોરાબ આ બુઢાને જોઇ જરા નાખુશ થયો કારણ કે જ્યારે હોરમજી ખેતરે અથવા બહાર જાય ત્યારે સુના સાથે એકલાં બેસી વાત કરવાની જે તેની આશા હતી તે આશા બુઢા કેરબાદની હાજરીથી ભંગ થવાની તેને ફીકર પેઠી કે તે એક કવાબમાં હાડકાં જેવો થઇ પડશે. નસલી સાથે ઓળખાણ કરાવતાં તેને પણ તે ધીકારતો માલમ પડયો, કારણ કે તે એક ગામડ્યા જેવો હોવાથી તેની સાથે વાત કરવામાં તે હલકાઇ સમજતો ને બીજું એ કે નસલી ઘણો ખુબસુરત હતો, તેથી સોરાબ તેની અદેખાઇ કરતો. ચાલતાં ચાલતાં તેઓ ઘરમાં આવી લાગ્યાં, ખાણાની ટેબલ બીછાવેલી હતી, નસલી પણ ત્યાં હાજર હતો, પણ તેનો ચેહેરો તદન ઉતરી ગયલો ને ઉદાસ દીસતો હતો, પેહલાં તો ભુખોજ સુઇ જવાનો તેનો ઇરાદો હતો

કારણ કે ગમના ભારથી તેની છાતી ભરાઇ આવી હતી; તોપણ તેનો વીચાર સુનાને એમ કરીને કોઇ રીતથી દલગીર કરવાનો ન હોવાથી ટેબલપર હાજર થયો. જો કે તેના પ્યારમાં આવો દગો થયો હતો તોપણ તેના મનમાં સુના વીશે કંઇ પણ કપટ હતું નહીં અને તેથીજ તે આ વખતે જરા સફાઇદાર પોશાક પેહરીને આવ્યો હતો કે આ જવાન એશકી પરોણાના દેખતાં સુનાને કોઇ રીતે હલકું લાગે નહીં. સુના નસલીને જરા ખુશી કરવાના હેતુથી સોરાબ તરફ જોઇ બોલી "આ આપણી સાથે રમતો હતો તે આપણો નસલી છે" એમ કહી તેણીએ નસલીનાં ખભાં પર હાથ મુકયો, પણ તેનો કંઇ પણ જવાબ આપ્યા વગર સોરાબ સુનાની પાસે આવીને બેસી ગયો, તેથી નસલીને તથા બુઢા કેરબાદને સામેની બાજુએ બેસવું પડયું. આવી બેઅદબીથી નસલીને જરા માંડું લાગ્યું અને સોરાબની મગરૂરી તરફ તે ધીકારની નજરે જોવા લાગ્યો. ખાંણું ખાતી વખતે સોરાબ સુનાનાં મનમાં પોતાને વીશે ઘણાં ઉંચા વીચારો ઠસાવવાનાં ઇરાદાથી મોટી મોટી મંડલીઓની વાતો કરવા લાગ્યો જેથી એવું માલમ પડતું હતું કે તે મોટી અને સારી મંડલીમાં ફરનાર હતો. ખરી ખોટી તો ખોદા જાણે પણ હાલતો બીચારા ભોલા હોરમજી અને સુના તે ખરીજ માનતાં, તોપણ તેઓમાં એક જણ સોરાબની બધી દફાંસો સારી પેઠે સમજતો હતો, તે આપણો બુઢો કેરબાદ હતો. સોરાબ એક વખત વેલાત જઇ આવેલો હોવાથી સુનાના વીચાર તેને વીશે ઘણાં સારા હતા, અને તેથીજ પેલા બીચારા તેના એક જુનાં અને ખરા આશક તરફ તે બેદરકાર થઇ હતી. ઉપલી વાત ચાલતી વખતે નસલી ચુપ બેસી રહેલો હતો. સુવા જવાનો વખત થવાથી સોરાબે સર્વેને સેકહેન્ડ કીધી પણ ફક્ત નસલીને તેમ કરવાના અખાડા કીધા. આ વખતે નસલી તરફ સુનાનો પ્યાર એકદમ ઉભરાઇ આવ્યો અને તેની તરફ આવી રીતની બધી તરફની બેદરકારી જોઇને તેણીની આંખમાં આંસું ભરાઇ આવ્યાં. તેણીએ જરા હીંમત પકડીને સોરાબને આસ્તેથી કહ્યું, "આપણાં નસલીને પણ આપણાં ગ્રેરનાજ માણસ તરીકે ગણવો જોઇએ." તે સાંભળી હોરમજી પણ વચમાં બોલી ઉઠયા, "અલબત સોરાબ, હું તો નસલીને મારા દીકરા તરીકેજ ગણું છું." આવા ટીકાથી સોરાબને બોલવાની ફરજ પડી; તેણે કહ્યું, "હા ખરેખર, મારી ભુલ થઇ છે માટે હું નસલી પાસે માંફ માંગું છું. "નસલી સાહેબજી" એમ કહી તેણે સુધરેલી ઢપે નસલીને છેલી આંગલીથી સલામ કીધી. બુઢો કેરબાદ આ ઉડાવગીર શેઠીયાની બધી રીતભાત ઘણાજ ધ્યાનથી તપાસતો હતો. આવી રીતે સોરાબના

આવવાની પહેલી રાત તો પસાર થઇ. સર્વે પોત પોતાના ઓરડામાં સુવાને ગયાં. સુનાને પેહેલાં ઉંઘ આવી નહીં તેણી સુતી સુતી સોરાબની સુધરેલી રીત અને નસલીની સાદી ગામડેની રીતભાત સાથે સરખામણી કરવા લાગી, ને સોરાબ વીશે ઘણા સારા વીચારો બાંધવા લાગી, આખરે તેણી સોરાબનેજ નસલી કરતાં વધારે પસંદ કરી ભર ઉંઘમાં પડી.

---

## પ્રકરણ ૨ જું.

### બાગેબેહસ્તનો મેહેલ.

હોરમજી પોતાનાં સગાંવહાલાં તરફ ઘણી હેત ભરી લાગણી ધરાવતા હતા. સોરાબને મોહડેથી પોતાનાં બંધેવીની ચાલ સમજી ઘણાજ દલગીર થયા હતા, અને વધારે ગમગીન તેઓની ચાર છોકરીઓને માટે હતા, કે તેઓના બાપની કઝા બાદ તે ચારોનું શું થશે. તેઓનાં ભલાંને વાસ્તે પોતાથી બનતું કરવાના ઇરાદાથી હોરમજીએ સોરાબને બાગમાં ફરવાને બાહાને બોલાવ્યો, અને તેઓ વચ્ચે શું વાત ચાલી તે હાલ જણાવવાની જરૂર નથી, કારણ કે તેઓ વીશેનો પુરતો હેવાલ આગલ ચાલતાં બરાબર માલમ પડશે. હાલ તો હોરમજીએ પોતાનાં હમેશનાં ભોલા દીલથી સોરાબની આગળ તેની ભારે અજાયબી વચ્ચે સુના તથા નસલી વચ્ચેનાં લગનનો ગાંઠ જોડવાનો પોતાનો વીચાર જાહેર કીધો. જેથી સોરાબનો ચેહેરો એકદમ ઉતરી ગયો, પણ પોતાનો આવો ગભરાટ હોરમજીને માલમ નહીં પડે એવા હેતુથી તેણે એક જુદીજ વાતની વલણ લીધી, અને હોરમજીને પુછ્યુ· "વહાલા કાકાજી તમારા બીજા ભાઇનું શું થયું તે કંઇ માલમ પડયું કે નહીં? શું ત્યારે તેવન દરીઆમાંજ મરણ પાંમ્યા?" "એમાં કંઇજ શક નહીં" હોરમજીએ જરા ગંભીર ચેહેરે જવાબ દીધો. "મુંબઇનો કીનારે; છોડવા બાદ તે આખાં વહાણનું શું થયું તેનો કંઇ પણ ખુલાસો માલમ પડયો નહીં. તેથી ધારવા પ્રમાણે તેઓ સર્વે દુબી મુવેલા હોવા જોઇએ." વળી એટલાંમાં સોરાબને કંઇ ચેન નહીં પડવાથી સુનાંની વાત કહાડી હોરમજીને પુછયું, "તમે હમણા સુના અને નસલી વીશે જે બોલ્યા તે ઉપરથી હું ધારૂં છું કે સુના નસલીને ખરા પ્યારથી ચાહે છે." "અલબત ચાહે છે" હોરમજીએ હસીને જવાબ દીધો, "સુના એક તાબેદાર છોકરી છે ને હું તેને વાસ્તે મગરૂર છૂં. હાલમાં તેણીનાં સદગુણ અને અમીરી ખવાસનો હું એક તરતનો બનેલો દાખલો આપી તારી ખાતરી કરૂં છું. આપણા ઘરમાં પેલા બુઢા ફેરબાદજી છે તેવણ સખત બીમારીમાંથી મરવાની

અણીપર રસ્તાપર સુતેલા હતા, તેવણુને મારી સુનાએ ગાડીમાંથી જોતાંજ તેની આગળ જઇ સારવાર કરી આપણે ઘેર લઇ આવીને આજ સુધી તેની ખડે પગે બરદાસ્ત લીધી; તેનાં બદલા તરીકે એક દાબડી ઘણુાંજ કીંમતી હાર અને લીટીઓથી ભરેલી સુનાને ભેટ આપવા કીધી, પણ તે સર્વેથી નહીં લલચાઇને ઉપકાર સાથ નાકબુલ રાખી કહ્યું કે, એ જવાહેરો મારા જેવી એક ખેડુતની છોકરી કરતાં એક શેઠીયાની છોકરીને વધારે છાજશે, એમ કહી પાછાં આપ્યાં." સુનાની આ ખુબી સાંભળી સોરાબ તો મુંગોજ થઇ ગયો, ને સુનાની વખાણમાં બે બોલ બોલીને બુઢો કેરબાદ કોણ છે તે વીશે હોરમજીને પુછતાં તેવણે કહ્યું, "તે હું જાણતો નથી પણ કીંમતી જવાહીર ઉપરથી હું એમ ધારૂં છું કે એ સખસે આગલ સારો વખત જોયો હશે, પણ હાલમાં કોઇ સબબથી નાચારીની હાલતમાં આવી પુગો હશે, અને આ જવાહેરોજ ફક્ત એની બાકી રહેલી દોલત હશે, અને હવે એક અઠવાડ્યાંમાં તો તે આપણને છોડી જશે," એટલામાં સુનાએ આવી ખબર આપી કે નાસતો તૈયાર છે તેથી આ કાકા ભત્રીજાની વાતનો અંત આવ્યો. સર્વે જણાં નાસતાપર બેઠાં. આ વખતે સોરાબે એવો ઠેરાવ કીધો કે બનતાં સુધી બુઢા કેરબાદ સાથે સારૂં રાખી તેને ખુશી રાખવો, પણ બીચારા નસલીને તો હવે વધારે ધીકારની નજરે જોવા લાગ્યો. નાસતો ખાધા પછી હોરમજી અને નસલી બંધે જણા ખેતરે ગયા, સુના ઘરનાં કામકાજમાં પડી, અને સોરાબ બુઢા કેરબાદ સાથે એકલો પડયો, તેથી કેરબાદને ઘણીજ સભ્યતાથી કહ્યું, "જો તમારી તબીએત સારી હોય તો આપણે જરા બાગમાં ફરચે અને તમારો હાથ પકડીને ચાલવામાં હું માન સમજીશ." કેરબાદે જવાબ દીધો, "આપણાં ઘેરથી થોડેક દુર "બાગેબેહેસ્ત" નામનો એક અતીઘણો મોટો ને સુંદર મેહેલ છે તે મારો જોવાનો વીચાર છે. જો તમે જરા ગાડી જોડાવી લાવો તે તમે મારી સાથે આવો તો આપણે ત્યાં જોવા જઇએ. સોરાબે ઘણી ખુશી સાથે હા કહી ગાડી જોડાવી મંગાવી પોતે કેરબાદની સાથે ગયો ને સુનાને કહેતો ગયો કે હમે બપોરે બે વાગા સુધીમાં પાછા ફરશું. રસ્તે જતાં સોરાબે કેરબાદને પુછયું. "તમે 'બાગેબેહેસ્ત'ના માલેકને ઓલખતા હશો? "નહીં તેવું કાંઇ નથી," કેરબાદે કહ્યું, તારા હોરમજી કાકાએ મને ગઇ કાલેજ કહ્યું કે એ મેહેલનાં માલેકો ઘણાજ પડતી હાલતમાં આવી જવાથી એ મેહેલ, તમામ બગીચો, ફરનીચર તથા તેની આસપાસની સર્વે મીલકત સાથે જાહેર લીલાંઉથી વેચી નાંખશે, અને તે મેહેલમાં સુંદર ચીત્રોનો સારો જથો છે અને મને ચીત્રોનો ઘણોજ શોખ હોવા-

થી આજે તે જોવા જવાનો મારો ઇરાદો છે, પણ તમોને કદાચ એવી ચીજોનો શોખ નહીં હશે?" આ ઉપરથી સોરાબે જુઠું દોલ ઘાલી જવાબ દીધો, "નહીંરે શેઠ, મને તો એવા સારા ઉંચાં હુંનરકાંમનો ઘણોજ શોખ છે;" એટલાંમાં મેહેલના બગીચાનાં મોટા દરવાજા આગળ ગાડી આવી ઉભી અને તેઓ બંધે જણા નીચે ઉતરી બગીચામાં દાખલ થયા. અંદર દાખલ થતાંજ એક કાચની આરસીનાં જેવો નીરમળ તથા પ્રકાશીત પાણીનો ચશમો નજરે પડયો, તેની પાર ઉપર બેસી ખબુતરો પોતાની ચાંચવટે પોતાનાં પીછાં ધોતાં હતાં. ચશમાંથી થોડેક દુર એક ફુવારો હતો, અને તેમાં તરેહવાર રંગની માછલીઓ ફરતી નજરે પડતી હતી, તરેહવાર સુગંધી ફુલો પુર બહારમાં ખીલી નીકળ્યાં હતાં, હરણો આંમથી તેમ ઠેકડી મારતાં, માળીઓ વાંકા વલી ઝાડોને પાણી સીપતા, મોટા ઝાડોની ડાલો ઉપર બુલબુલ પક્ષીઓ બેસી પોતાનાં મધુર અવાજથી આવતાં જતાંઓનાં મન રીજવતાં હતાં; આવા રળીઆમણાં દેખાવમાંથી પસાર થઇ તેઓ હવે મેહેલનાં દરવાજા આગળ આવી પુગા. આ મેહેલ એક ગંજાવર બાંધણીનો હતો ને અસલી રોમન ઢપમાં બાંધેલો હતો, તેનાં બહારની બાજુએ કોતરકામ તથા નકશીઓનો દેખાવ જોઇ, અંદરનો ભાગ કેવોએક સુંદર હશે તે જાણવાને જોનારનું મન લલચાયા વગર રહેજ નહીં. બુઢો કેરબાદ તો પોતાનાં જુનાં મેલા પોશાકમાંજ આવ્યો હતો, જો તે એકલો આવ્યો હતે તો તેનાં આવા ચીથડેહાલ પોશાકથી મેહલનાં ચોકીદારો દાખલ થવા દેતેજ નહીં, પણ સોરાબના એશકી પોશાક અને ફાંકડા દેખાવથીજ ચોકીદારો કંઇ બોલા શકયા નહીં. તેનાં પોશાક તરફ સોરાબ પણ સુગાતો હતો પણ કરે શું? તેઓ મેહેલમાં દાખલ થતાંજ પીકચરવાલા ઓરડા ભણી ચાલ્યા, બુઢો કેરબાદ સઘલાં પીકચર ઘણી બારીકીથી જોવા લાગ્યો, તેને જોઇ સોરાબ પણ ઢોંગથી જોતો, પણ તેનું ધ્યાન તો બીજા ઓરડાનું આંખને ઝાંખી કરે એવું ફરનીચર જોવામાં હતું. મેહેલનાં રખેવાલે જણાવ્યું કે આ મેહેલ પેહેલાં મોગલવંશના પાદશાહ શાહજેહાનનો બંધાવેલો હતો પણ ત્યારપછી એક નવાબનાં હાથમાં ગયો. અંગ્રેજ સરકારનું રાજ થવાથી બાદશાહ તેમજ નવાબ અને સરદારો એ સર્વેનું ભાગી પડયું તેમ આ મેહેલનાં નવાબની પણ પડતી આવ્યાથી એનું લીલાંઉ કરી નાંખવામાં આવે છે, અને એની કીંમત સર્વે મીલકત તથા બગીચા સાથે બાર લાખ રૂપીઆની આંકવામાં આવે છે. આસરે બે કલાક સુધી મેહેલમાં ફરવા બાદ તેઓ બહાર આવ્યા અને ગાડીમાં બેસી

પોતાને ઘેર આવી પુગા. હોરમજી તથા નસલી આવેલા હતા અને ખાંણું તૈયાર હતું. ખાંણું ખાધા પછી હોરમજી તથા નસલી પાછા ખેતરે ગયા, અને બુઢો ફેરબાદ પોતાનાં ઓરડામાં એક "આરામચેર" ખુરસી ઉપર અઢેલાઇને આસાએશ લેતો સુતો, તે જોઇ સોરાબને ઘણોજ હરખ ઉપજ્યો ને તરત સુના પાસે દોડી જઇ તેણીને બાગમાં ફરવા આવવાને જણાવ્યું. સુનાએ જવાને કબુલ કીધું ને પોતાનાં ઓરડા તરફ ગયો, પણ તે તરફ જતા બુઢા ફેરબાદનાં ઓરડામાં તેની નજર પડી કે તે ખુરસી પર ભર ઉંઘમાં પડેલો હતો એટલામાં તેની નજર એક ન્હાની ટેબલ ઉપર પડી તેની ઉપર એક પાકેટબુક પડેલી હતી, તે તરતજ ધીમે પગલે ઓરડામાં દાખલ થયો, ને આસ્તેથી પેલી પાકેટબુક ઉંગાડી તેમાં મુકેલા તરેહવાર દસ્તાવેજો, કાગલો, વગેરે ફેરવી ફેરવીને તપાસ્યાબાદ તેમને જેમ હતાં તેમ પાછાં ગોઠવ્યાં, કે કંઇ ખોરાયલાં માલમ નહીં પડે; એવી રીતે બંદોબસ્ત કરી પાંચ મીનીટમાં પાછો બહાર નીકળી પડયો. સુના તૈયાર થયલી હતી તેની સાથે બાગમાં ફરવા લાગો અને આગળની માફકજ પોતાની વાત બનતાં સુધી ઘણીજ સુધરેલી ઢપથી કરતો ને સુનાનાં ભોલાં દીલને પોતાના કપટથી ફંદામાં ફસાવવાનાં દરેક ઉપાયો અજમાવતો.

---

## પ્રકરણ ૩ જું.

### નસલીને માટે છેલ્લો ચુકાદો.

સોરાબનાં આવવાને એક મહીનો પુરો થયો, અને બુઢા ફેરબાદે વધારે વખત રેહેવા માગેલી મુદત કરતાં બે ત્રણ અઠવાડયાં ઉપર થઇ ગયાં તોપણ જવા વીશે તે કાંઇ પણ વાત કરતોજ નહીં. તેનો પાજી મીજાજ હવે તદન નરમ પડી ગયો હતો, તેની વાતચીતમાં તે સભ્યતા વાપરતો, તેથી હોરમજી અને સુના તેને એટલો તો ચાહવાં લાગાં કે તે ક્યારે જવાનો છે તેપણ તેમને પુછવા ગમયું નહીં. તેની સંગત તેઓને મનગમતી થઇ પડી. સોરાબ પણ તેની સાથે નરમાસથીજ વાતચીત કરતો.

સુના બીજે ત્રીજે દીવસે નસલીની સાથે ગાડીમાં બેસી પાસેનાં શેહેરમાં ખરીદી કરવા જતી હતી તે હવે સોરાબનાં આવ્યાથી અઠવાડયાંમાં એકજ વાર જવા લાગી અને તેણી અગાઉની માફકજ નસલી સાથે પ્રીતથી વાત કરતી તેથી, સુના સોહરાબને ચાહે છે એમ માનવાને નસલી પાસે કાંઇ મજબુત કારણ રહ્યું હતું નહીં, કેમકે તેણી બંધે જણાં સાથે હસીનેજ વાત કરતી અને બંનેને ખુશી રાખતી તોપણ નસલીનાં મનમાં

તો જરા ઓછુંજ આવતું તેમાં તેનો વાંક હતો નહીં, કારણ કે હવે નસલીને બદલે સુના રોજ સાંજે સોરાબ સાથેજ ફરવા જતી, અગીયારીમાં જતી ને આવતી વખતે તેણી સોરાબનેજ પોતાનો હાથ આપતી. ખાવા બેસતી વખતે સોરાબજ તેણીની પાસે બેસતો, એજ તેનાં વેહેમને માટે પુરતાં કારણો હતાં. ઉપલી બીનાથી તેનું અંતકરણ બલીને ખાખ થતું તોપણ એવું કોઇ આસમાન નથી કે જે હમેશાં કાલાં વાદલાંથીજ ઘેરાએલું રેહે, અને તેની ઉપર કોઇ વખત પણ સુરજના કીરણો પ્રકાશતાં નહીં હોય. બધીજ રાતો એવી નહીં હોય કે સદા અંધારીજ તથા તારા અને ચંદ્ર વગરની રહે, અને એવું કોઇ જંગલ નહીં હશે કે જ્યાં લીલોતરીવાલી જમીનનો એક પણ કકડો નહીં હોય; અને તેજ પ્રમાણે અઠવાડયાંમાં એક વખત સુનાને લેઇને નસલી પાસેના શેહેરમાં સાથે જતો; એજ તેનાં વાદલાંવાલાં આસમાન માટે સુરજનાં કીરણ–અંધારી રાત માટે ચંદ્ર, અને વેરાન જંગલ માટે લીલોતરી હતાં.

એક દીવસે સાંજે હોરમજીએ સોરાબને કોઇ એક કામમાં શાક્ષી દાખલ આવવાને અરજ કીધી તેથી સોરાબને બહાર જવાની ફરજ પડી, જ્યારે તેઓ ગયા ત્યારે તે તકનો લાભ લેઇને કેરબાદ પાસેનાં ખેતરમાં જ્યાં નસલી હતો તેની આગળ ગયો અને તેને કહ્યું, "મારા ભલા છોકરા હું તુંને બે બોલ કહેવા ઇચ્છું છું, મને આશા છે કે તું તે તદન છુપુ રાખશે ને કોઇને કેહેશે નહીં.

"નસલી, તું સુનાને ચાહે છે," એમ કહી કેરબાદે નસલીનાં ચેહેરા તરફજ જોયા કીધું, થોડા વખતનાં ગભરાટ પછી પોતાનાં ભોલા દીલથી નસલીએ જવાબ દીધો, "હા કેરબાદજી હું સુનાને ચાહું છું મારો ખોદા જાંણેચ કે હું તેને કેટલા અને કેવા પ્યારથી ચાહું છું." "વારૂં ત્યારે" કેરબાદે કહ્યું. "ઠીક અને તુને હોરમજીએ પણ સુનાને વીશે આશા આપી છે. નસલી, તું ગમે એટલો બહારથી હશેચ બોલેચ પણ તારાં દીલમાં કેવો જખમ લાગે છે તે હું સારી પેઠે સમજું છું. તું ખરી રીતે સોરાબ ઉપર અદેખાઇ કરતો નથી. તું એક પ્રમાણીક, દયાલુ ને ભોલો છોકરો છે. તુંને દલગીર થવાનું વાજબી કારણ છે તોપણ તારે એવી રીતે દીલમાં બલાપો કરી દુ:ખી થવું નહીં જોઇએ. તારે સુના વીશે જે તે નીકાલ કરવો જોઇએ; પછી સારૂં થાય કે માઠું થાય. જો સુના તુને ખરેખર ચાહતી હશે ને પોતાનાં ધણી દાખલ તુને ગણવાને ખુશી હશે તો મોડે વેહેલે તારી મુરાદ બર આવશે, ને જો તેમ નહીંજ હોય તો પછી તારે હીંમત અને સબુરી સાથે તારી આ નાસીપાસી દુર કરવી ઘટારત છે,

કારણકે વગર આશાએ જીવ બાલવામાં ફાયદાને બદલે નુકશાન છે વાસ્તે હું કહું છું તે તું ધ્યાન દઇને સાંભલ; તેં મારી ઘણી સેવા બજાવી છે અને તારા સારા ગુણોને માટે હું તુને ચાહું છું તેથી તું મારી એક સલાહ પ્રમાણે ચાલ. હમણાં સુના એકલીજ ફરતી હશે તેની પાસે તું જલદી જા, ને જે તે હા અથવા નાનો તાબડતોબ તેની પાસે જવાબ માંગી લાવ." નસલીએ નીચું જોઇ કહ્યું "મેહેરબાન કેરબાદજી સુનાને મોહડેથી એવો ચુકાદો તો મને અત્યાર અગાઉનો મલી ચુકો છે." એમ કહી તેણે પેલા ગુલાબના ફુલ વીશેની સઘલી બાબદ કહી સંભલાવી. તે સાંભલી કેરબાદ જરા નાખ ચહડાવીને બોલ્યો, "છટ છટ, તું બેવકુફ છે એ તો ઓરત જાતના મકર એવાંજ હોય, હજુર તું નાદાન છે, વાસ્તે જલદી તું સુના આગલ જા ને જે તે છેલ્લો ચુકાદો માંગી લાવ." એમ કહી બુઢો કેરબાદ તેની આગલથી પાછો ફરી ઘરમાં આવી બેઠો.

આસરે એક કલાક પછી જ્યારે સુના બાગમાં એકલી ફરતી હતી ત્યારે પોતાની પાછલ કોઇના પગલા સાંભલવાથી તેણીએ પછવાડે ફરીને જોતાં નસલીને દીઠો, પેહેલાં તો તેણીના ગાલ પરનો રંગ ઉડી ગયો, તેણી બેચેન જેવી થઇ ગઇ, નસલી શાને માટે આવ્યો છે તે તેણી સમજી ગઇ હોય એવું દેખાડવા લાગી. થોડા વખતમાં તેણીનું મન શાંત થવા લાગું. નસલીએ આવતાં વાર સુનાને નમીને સલામ કરી દુરજ ઉભો રહી પુછયું, "મેહેરબાન સુના, થોડી મીનીટ તમારી સાથે વાત કરવાની મને રજા આપશો?" સુનાએ અજાયબી સાથે જવાબ આપ્યો, "વહાલા નસલી તું આજે એમ કેમ મારી પાસે રજા માંગે છે? શું કોઇ વખત મેં તારી સાથે વાત કરવા ના પાડી છે? એ ઘણું અજબ છે." "નહીં કંઇપણ અજબ જેવું નથી," નસલીએ નરમાસથી કહ્યું "હાલનાં બનાવ તરફ જોતાં એ વાતમાં કાંઇ પણ અજબ થવા જેવું નથી, પણ વહાલી સુના, એક બાબદથી મારા દીલમાં ઘણું દુઃખ થાય છે તે બાબદનો ખુલાસો કરી મને તે દુઃખમાંથી છોડવશે તો તારી મોટી મેહેરબાંની થશે, મારે વીશે મારી કમબખતીનો ચુકાદો જ્યાંસુધી તારે પોતાને મોહડેથી નહીં સાંભલું ત્યાંસુધી હું મારી આશાઓનો ભંગ થવા દેઇશ નહીં. તારા બાપ જેવણને હું મારા બાપ તરીકે ગણું છું તેવણે જો મને તારે વાસ્તે મીઠી આશા આપી નહીં હતે, તેમજ મારા છુપા પ્યારનો બદલો તેવાજ પ્યારથી તેં પણ મને વાલી આપ્યો નહીં હતે, મારાં આપેલાં ફુલો તેં ખરા પ્યારથી તારી છાતીએ રાત ને દીન જીવની માફક ખોસી રાખ્યાં નહીં હતે તો ઓ! મારા જીવનાં ચેરાગ, મારી વાહાલી સુના, હું તારો ધણી થવાની મીઠી

આશામાં કદી લોટતે નહીં, પણ હું નહીં જાણતો હતો કે જે સુગંધી પુલને હું પ્યાર સાથ સુંગીને મારી આંખોમાં દાબતો હતો તેજ પુલમાંથી એક કીડો નીકલી મારી આંખોને દંખ મારશે ને હું આખરે આંધલો થઇ તે પુલને જોવા નહીં પામશ. ઓ સુના હું ગરીબ છું, મારો બધો આધાર તારા બાપ ઉપર છે ને મારી બધી રીતભાત ગામડીઆ જેવીજ જંગલી છે તોપણ હું ખાતરીથી જાણું છું કે મારાં અંતકરણમાં ખરો પ્યાર સમાએલો છે, એટલુંજ નહીં પણ હું હીંમતથી કહું છું કે મારી ચાલ ચલણ વગર ડાઘની છે. તુંને ખુશી રાખવામાં મેં કાંઇ બાકી રાખ્યું નથી, સર્વે રીતમાં મેં તારી તાબેદારી કીધી છે, તારા તમામ હોકમો મને પ્યારા લાગતા. દરેક અવાજમાં, શું માણુસનાં કે, પ્રાંણીનાં કે ઝાડપાનનાં સર્વે અવાજોમાં હું તારોજ મીઠો અવાજ સાંભલતો હતો; પણ હવે તે સઘલું સુખ પાણીનાં પરપોટા મીસાલ પુટીને તેનો નાશ થયો છે, વહાલી સુના હવે તારા નસલીને પોતાને હાથે કોણ ભોણું કરી આપશે? તારો નસલી ભુખો છે કે તરસો તેની કોણ ખબર લેશે? તે મરેચ કે જીવેચ તેની કોણ દરકાર કરશે? મારાં સુખ દુ:ખની વાત હું કોણને કહીશ? મારાં દુ:ખમાં મને કોણ દીલાસો દેશે? હવે પછી હું કોણને મોંહથી પ્યારનાં ગાયનો સાંભલી મારી ગમી દુર કરીશ? અરે! કોઇજ નહીં, કોઇજ નહીં, હવે મારૂં આવી ચુક્યું છે, હવે જીવવા કરતાં મરવું બેહતર છે." આ સાંભલી સુનાનું દીલ એટલુંતો પીગલી ગયું કે તેણીની આંખોમાંથી ધરધર આંસું વેહેવા લાંગાં, તેણીમાં ઉભું રહેવાની શક્તી પણ રહી નહી આખરે તેણી જમીનપર બેસી ગઇ અને દચકાં ખાતી બોલી, "વહાલા નસલી, તું એટલું બધું શા વાસ્તે બોલેચ ને શું કામ મને દુ:ખી કરેચ, હું તારા સારા ગુણો તથા તારો પ્યાર સારી રીતે જાણુંછું ને તેને માટે હું પણ તુંને ચાહુંછું." આ બોલોથી નસ-લીને જરા સધીઆરો મલવાથી તે બોલ્યો, "વારૂં મારા જીવ, જ્યારે તું મને ચાહે છે ત્યારે મને કહે કે તું મારો પ્યાર કબુલ કરશે? મને તારો સદાનો ભાગીદાર કરશે? ખોદાને વાસ્તે એટલું જલદીથી બોલી મને સુખી કર, નહીંતો તારો જે ખરો વીચાર હોય તે જણાવી મને તારેથી છુટો કર, પણ મને વીચારમાં ડુબાવી મારતી નાં." નસલીનાં દરેક બોલ સુનાની છાતીમાં તીરની માફક લાગતા. તેણીના મનમાં હજાર જાતનાં વીચારોનું ગુંછલું થઇ રહ્યું હતું. એક તરફથી તેણી નસલીને તેની સારી ચાલચલણ માટે વખાણુતી, તેની ભોલાઇ માટે તેની ઉપર પ્યાર લાવતી અને તેની હાલત માટે તેની દયા ખાતી હતી પણ બીજી તરફથી તેણી

સોરાબનાં ભપકા, એશકીપણા અને વાત કરવાની છટાથી અંજાઇ ગઇ હતી. એ પ્રમાણે તેણીનાં મનમાં નસલી અને સોરાબને માટે વીચારની એક લડાઇ ચાલતી હતી, આખરે તે લડાઇ પુરી થઇ. હવે કેઇ બાજુ જીતી તે જોતાં, સુના સોરાબને પ્યારથી ચાહાતી હતી અને તે પ્યારનેજ લીધે સોરાબ સાથે પરણવામાં જેબી કાંઇ જોખમ હોય તે માથે લેવાને તેણી તૈયાર હતી; અને જાણે એક ગેબી અવાજ તેણીને કહેતો હોય કે તેણીનાં પ્યારના બદલામાં સોરાબ પણ તેણીને ચાહે છે. આવા પરીણામ ઉપરથી આખરે તે લડાઇમાં સોરાબની તરફેનના વીચારોની જીત થઇ તેથી તેણીએ પોતાનાં મીઠા અવાજે આસ્તેથી નસલીને કહ્યું, "વહાલા નસલી, હું તારા ગુણોને વખાણુંછું, હું તારી તરફ ખરી દોસ્તી ધરાંઉછું એટલુંજ નહીં પણ એક બેહેનનાં પ્યારથી તુંને ચાહુંછું અને———"
"બસ, બસ," એમ કેહી નસલીએ સુનાને વધારે બોલતી અટકાવી. તેનો દમ શ્વાસ બંધ થઇ ગયો, તેની આંખોમાંથી નવધાર આંસુ પડવા લાગ્યાં, પણ ઘણીજ મેહેનતથી તેને પાછી હીંમત ધરીને સુનાનો હાથ પોતાના હાથમાં પકડી તેને પ્યારના જોરથી દાબી કહ્યું, "સુના, ખોદા તુંને સુખી રાખે. છેલી સલામ—" આટલું કહી તે એકદમ ત્યાંથી ચાલી ગયો.

વાંચનાર સારી પેઠે જાણે છે કે સુનાનું હૈડું ઘણુંજ નાજુક હતું. નસલીના ગયા પછી તેણી પોતાની આવી ચાલને માટે પસતાવામાં રડતી બેઠી. જ્યાં સુધી તેણીને કોઇના પગલાંનો અવાજ સંભલાયો ત્યાં સુધી તેણીને ખબર પડી નહીં કે તેણી આવી હાલતમાં કેટલોવાર બેઠી. પગલાં સમજતાંજ તેણીએ ઉંચે જોયું તો સોરાબને પોતાની પાસે ઉભેલો દીઠો. સોરાબે પુછયું, "વહાલી સુના, તુંને શું છે? તું રડે છે કેમ? અરે! મને તારી દલગીરીમાં ભાગ લેવા દે. અરે! હું તુંને ચાહું છું! અરે! હું તુને ચાહું છું! ત્યારે મને કેહ કે તું શા માટે રડે છે?" તેણી કંઇ બોલી શકી નહીં, પોતાના આંસુ લુછી નાખી તેણી જરા હસીને ઉભી થઇ. સોરાબને જોવાથી તેણીના મનમાંથી નસલીના વીચાર તરત દુર થયા. વળી ફરીથી તેણીનાં મનમાં મોટા મોટા વીચારો આવવા લાગ્યા, તેણીએ પોતાનો હાથ સોરાબના હાથમાં આપી બંને જણા ઘર ભણી ચાલ્યાં, ઘરમાં ખાણું ટેબલ ઉપર તૈયાર કરી રાખ્યું હતું. હોરમજી અને બુઢો કેરબાદ કંઇ સરકારી બાબદ ઉપર સાથે બેસી વાત કરતા હતા પણ નસલી હાજર હતો નહીં. હોરંમજીએ નસલીને બોલાવવા એક ચાકરને હોકમ કીધો પણ ઘરમાં અ-થવા બાગમાં નસલી હતો નહીં તેથી હોરમજીએ ધાર્યું કે નસલી ખેતરના કંઇ કામ સારૂ રોકાઇ ગયો હશે માટે સર્વેએ ખાણું ખાવા બેસવું તે

મોડો વેહેલો આવશે, એમ કહી સર્વે ખાણા ઉપર બેઠાં પણ ખાણું પુરૂં થવા છતાં નસલી આવ્યો નહીં. હોરમજીનો જીવ ઉદાસ થઇ ગયો કારણ કે નસલી કોઇ વખત એટલું મોડું કરતો ન હોતો. સુનાના મનમાં હવે વીચારોની ઉઠલ પાઠલ ચાલી, તેણી જાણતી હતી કે નસલીને વાર લાગો છે તેનું કારણ તેણી પોતેજ છે, પણ તેણી કંઇ પણ બોલી શકી નહીં. આખરે જે ચાકરને નસલીને તેના ઓરડામાં જોવા મોકલ્યો હતો તે પોતાના હાથમાં બે ચીઠીઓ લઇ નીચે આવ્યો; તે બે ચીઠીઓમાંની એક ઉપર હોરમજીનું નામ અને બીજા ઉપર સુનાનું નામ હતું. હોરમજીએ તરત સુનાને તેણીની ચીઠી આપી ને પોતાની ચીઠી ઉખેડીને વાંચીને તેમાં જે લખ્યું હતું તેની મતલબ કહી સંભલાવી, જે નીચે પ્રમાણે હતી:—

"પ્યારા મુરબીજી હોરમજી તમોએ મને ન્હાનપણથી એક ખરા બાપના જેવી પ્રીતી અને મેહેરબાનીથી ઉછેરીને મોટો કીધો તેને માટે હું તમારો મોટો ઉપકાર માનું છું પણ તેનો બદલો વાલી આપવાને હું શકતીવાન નથી. મારી બેહેન સુનાને મારી દુવા કેહેજો તેમજ તમે પોતે મારી સલામ કબુલ કરી ભાઇ સોરાબને તથા મુરંબીના કેરબાદજીને પણ કેહેજો. હું તમારૂં ઘર છોડી ગયો છું તેને માટે મને બેઇમાન ગણી મારે માટે ખોટા વીચારો બાંધતા ના; પણ એક ચોકસ બાબદની આશામાં હું લાંબો વખત થયો લોટતો હતો, તે આશા ભંગ થવાથી મેં આ ઘર છોડી, આ ગામ છોડીને છેલ્લે આ દેશ છોડી બહાર દેશાવર જઇ મારૂં ફોડી લેવાના ઠેહાવથી હું ગયો છું. ખોદા તમોને લાંબી જીંદગી સાથે તનદરેસ્તી બખશે ને તમે તમારી વહાલી દીકરીનું સુખ જુવો, એજ મારી દુવા છે. આમીન."

ચીઠી વાંચી રેહેવા બાદ સર્વેના ચેહેરા ફીકા પડી ગયા અને તરતજ તેજ જગોએ એક અવાજ થયો. સર્વેની નજર જમીન તરફ ગઇ ને સુનાને જમીન ઉપર બેભાન હાલતમાં જોઇ. તેણીની સારી સારવાર થવાથી તેણી થોડા વખતમાં હોશીયારીમાં આવી. તેણીના હાથમાં નસલીની ચીઠી હજુર ઉખેડ્યા વગરજ હતી તે તેણીએ પોતાના ગજવામાં મુકીને પોતાના ઓરડામાં ગઇ. હોરમજીના મનમાં તો ખરોજ શક પેઠો કે સોરાબના આવવાથીજ નસલી આવી રીતે ચાલી ગયો છે, તોપણ પોતાની દીકરી ઉપર તે કાંઇ પણ શક લેઇ ગયો નહીં, કારણ કે તેણીનો ગુણ તે સારી પેઠે જાણતો હતો. હોરમજીને વધારે ઉદાસ થતા જોઇ કેરબાદ દીલાસો આપવા લાગ્યો કે મારા કમતરીનની એક સલાહ પ્રમાણે ચાલવાને જો તમે ખુશી હોવો તો, નસલીએ જે રસ્તો લીધો છે તે લેવા દેવો, તેમાં

ખોદા તેને ફાયદોજ કરશે, ને તેની જુદાઇથી હવે ઘણી ગમી કરવી નહીં, એટલું કહી જેવો કેરબાદ એકદમ ટેબલ ઉપરથી ઉઠી પોતાના ઓરડામાં ચાલી ગયો કે તેની પાછલ હોરમજી અને સોરાબ પણ ઉઠી પોત પોતાનાં ઓરડામાં ગયા, પણ સુના પોતાનાં ઓરડામાં જઇ શું કરતી હતી તે આપણે જોઇએ. તેણી જતાંવાર તો પલંગ ઉપર ઉંધી પડીને સુતી ને પોતાનાં આંસુથી ચાદરને ભીંજવી. તેણી જાણતી હતી કે તેણીનીજ ભુલથી ગરીબ બીચારા નસલીએ આવાં પગલાં ભરયાં છે; તેણી જમીન ઉપર ગુઠણમંડીએ બેઠી અને ખોદાની દરગાહમાં પોતાની ભુલનો પસતાવો કરવા લાગી, છેલ્લે નસલીને તે જ્યાં હોય ત્યાં સુખી રાખવાની દુવા ચાહી ને પાછી પલંગપર જઇને સુતી. સવારનાં પોહોરમાં કેરબાદજી ફરીથી હોરમજી આગલ જઇ તેવનને સમજાવા લાગો કે હવે નસલીનો પીછો તમે છોડી દેજો, અને તમે એની શોધ કરશો તેમાં કંઇ તમે ફતેહ પાંમશો નહીં. નસલી જ્યાં જશે ત્યાં એની વખાણવા લાયક અસીલાઇથી સર્વે ઠેકાંણે સુખથી સમાશે. હોરમજીએ કેરબાદના કેહેવા પ્રમાણે ચાલવાને કબુલ કીધું અને નાસતો ખાઇ એકલાજ ખેતરે ગયા પણ તે વખતે તેવણને પોતાનો નસલી યાદ આવવાથી આ જઇફ બાપની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. હોરમજી ખેતરે ગયા પછી કેરબાદનો વીચાર સુના સાથે મલીને કાંઈ વાત કરવાનો હતો, તેથી તે પણ બહાર ફરતા હતા તેવામાં સુના પોતેજ જરા ઝડપવાલાં પગલે પોતાનાં બાપને કંઇ કહેવા સારૂ તેની પાછલ જતી હતી પણ કેરબાદે તેણીને અટકાવી પુછયું, "દીકરી સુના જરા થોભ, મારે તારી સાથે કંઇ વાત કરવી છે, હમણાં ઘરનું કામકાજ મુકીને તું ક્યાં જાય છે?" સુના તો તરત સમજી ગઇ કે કંઇ વાત તે નસલી વીશેજ હશે. તેથી તેણીએ જવાબ દીધો કે, "હું મારા બાપની આગલ પેલા ખેતરમાં કંઇ કહેવા જાઉં છું." "ઠીક છે" કેરબાદ જરા ઠાવકે મોહડે બોલ્યો, "કંઇ અગતનું કેહેવાનું હશે, ને હું ધારૂંચ કે તે કંઇ નસલીની બાબદ હશે?" સુના ફીકી પડી ગઇ, ને ઘણેજ ધીમે સાદે બોલી, "હા, તેજ બાબદ છે." કેરબાદને તેણીની હાલત ઉપર દયા આવી, તે તેણીને દીલાસો આપવા બોલ્યો, "દીકરી સુના તું નસલી વીશે હોરમજીને શું કેહેવા જાય છે તે હું જાંણું છું, તેં નસલીના પ્યારને ના કબુલ રાખ્યો તે વીશે ને તું સોરાબને ચાહે છે તે વીશેનો ખુલાશો કરવા જાય છે, પણ હું તુંને મારી દીકરી સમજીને સલાહ આપું છું તે પ્રમાણે ચાલશે તો તું સુખી થશે." સુનાએ કેરબાદનો ઉપકાર માની તેની સલાહ પ્રમાણે ચાલવાની કબુલાત

આપી અને કહ્યું, "મેહેરબાન ફેરબાદજી, મેં ઘણો મોટો ગુનાહ કીધો છે, મને લાગે છે કે હું ઘણી પાપી છું, મારા બાપે મને નસલીને મારા ધણી તરીકે ગણવા કહ્યું હતું પણ મેં તેનો પ્યાર તુચ્છકારી કહાડયો, પણ હવે તે બાબદ હું મારા બાપને કહીને તેની પાસે માફ માંગવા જતી હતી. હું ઘણી કમબખત છું કે મારે લીધે મારો નસલી દુઃખી થશે." એમ કહી તેણી જોરમાં ડચકાં ખાવા લાગી.

ફેરબાદનું દીલ વધારે પીગલ્યું, તેણે કહ્યું, "કંઇ નહીં દીકરી હવે તું રડ ના જે થવાનું હતું તે થયું, પાછલથી પસતાવે હવે શું થવાનું છે? તું પસતાય છે એટલુંજ બસ છે. વાસ્તે મારૂં કેહેવું હવે તું ધ્યાન દઇને સાંભલ, તું જે વાત તારા બાપને કેહેવા જતી હતી તે તું કદી પણ તેમની આગલ કેહેતી ના, તેથી ઉલતા તેવણ વધારે દુઃખી થશે અને સોરાબ ઉપર તારો જે પ્યાર છે તે પણ હાલ કેહેવું સારૂં નથી કારણ કે હજુર તું સોરાબની સાથે વધારે વખત ગુજાર ને તેના પ્યારની તું પાકી ખાતરી કર અને તેના ગુણો કેવા છે અને તું પોતે તેને કેટલી ચાહે છે, તેનું બરાબર વજન અને વીચાર કીધા બાદ એ તારો વીચાર તારા બાપને જાહેર કરજે." એટલું કહી તે સુનાથી છુટા થઇ, બાગમાં ફરવા લાગો અને સુના ઘરમાં ગઇ.

---

## પ્રકરણ ૪ થું.

### પાપી પોતાને મોહડેજ પોતાનું પાપ ખુલ્લુ કરે છે અને આખરે ઉંધો વલે છે.

બીજે દીવસે સનીવાર હતો અને સુનાને બજારમાં ખરીદી કરવા જવાનો પણ એજ દીવસ હતો, પણ હવે એક અડચણ ઉભી થઇ કે ગાડી કોણ હાંકી જાય. સોરાબે સુનાને ઘણી સમજાવી કે તું હવે બજારે જવાનું છોડી દેઇ, પણ સુના કબુલ નહીં રાખતાં, હોરમજીએ પોતે ગાડી હાંકીને સાથે જવાનો ઠેરાવ કીધો. આથી સોરાબ તથા ફેરબાદ ઘરમાં એકલાજ રહ્યા, તેથી સોરાબે ફેરબાદને બાગમાં ફરવા આવવા અરજ કીધી પણ તડકો ઘણો જોરમાં પડતો હોવાથી ફેરબાદને ના કહ્યું, જેથી સોરાબ એક ચોપડી લઇ એકલો બાગમાં જઇ એક ઝાડના છાયા નીચે બેઠો. પાંચ મીનીટ થઇ નહીં હસે એટલામાં રસ્તાપરના દરવાજામાંથી એક સ્ત્રીને આવતી જોઇ તે જરા પાછો હઠયો, તેના ચેહેરાપરનો રંગ તમામ ઉડી ગયો તથા તેને ફેર આવવા લાગા. જરા હીંમતથી તેણે ફેરબાદના ઓરડા

તરફ નજર કરતાં કેરબાદ પોતાના મોહ ઉપર એક રેશમી રૂમાલ નાખી ખુરસીપર સુતેલો માલમ પડયો. આથી સોરાબને જરા સંતોષ ઉપજ્યો કે તે ઉંઘાયલો હોવાથી પેલી આવતી સ્ત્રીને જોઇ સકશે નહીં. તે સ્ત્રી સોરાબનીજ ઉમરની એટલે ચોવીસ વરશની એક અતી ખુબસુરત અબલા હતી, તેણીનું કદ ઉંચુ અને સીધું હતું, તેણીના બાલ કાલા અને તેણીની આંખ ઘણી ચલકતી અને દબદબા ભરેલી હતી જેથી એવું માલમ પડતું હતું કે તેણી હીંમતવાન સ્ત્રી હતી. તેણીનો પોશાક જોકે હલકાં કપડાનો હતો, તોપણ બધો સુધરેલી ઢપ પ્રમાણે સીવેલો હતો, તેણીની આંગલી ઉપર લગનની વીટી સીવાય તેના આંગ ઉપર બીજું કાંઇ ઘરેણું હતું નહીં; જેવો સોરાબને ચોપડી લેઇ ઝાડ નીચે બેસતો જોયો કે તેણી દરવાજા આગલજ ઉભી રહી ગઇ. સોરાબ કેરબાદ વીશે પોતાની ખાત્રી કરી તેણીને મલવા દરવાજા ભણી ગયો અને તેણીને ઘણે ધીમે સાદે કહ્યું, શીરીન પેલી ઝાડી આગળ જા હું પણ ત્યાંજ આવુંછું ને ત્યાં આપણે વાત કરશું." એમ કહી તે તેણીની પછવાડે બીહતો બીહતો ગયો. કેરબાદને સુતેલો જોઇ તથા બાગમાં બીજો કોઇ કામદાર નહીં હોવાથી સોરાબને જરા ધીરજ આવી તોપણ તેણે શીરીનને ધીમે સાદે બોલવાની ચેતવણી આપી. આવી રીતે બીહતો જોઇ શીરીન પણ પોતાના મનમાં જરા ખુશી થવા લાગી. પણ આપણો બુઢો કેરબાદ કાંઇ ખરેખર ઉંઘાયલો નહીં હતો તેમજ રૂમાલ પણ કંઇ તેને દેખાય નહીં તેવી રીતે ઘાંકેલો નહીં હતો. તે આસ્તે રહીને પોતાની ખુરસી ઉપરથી ઉઠયો અને ઘેરમાંથી બહાર નીકળી ઘણાંજ ધીમાં પગલાં ભરતો જે ઝાડી આગળ સોરાબ તથા શીરીન બેઠેલાં હતાં તે ઝાડીની બરાબર પાછલી બાજુએ ભરાઇને બેસી ગયો. તે ઝાડી એટલી તો ખીચોખીચ ઉગેલી હતી કે તેની પછવાડે શું છે તે બીલકુલ જણાતું નહીં હતું, તોપણ બેઉ બાજુની વાતચીત બરાબર સંભલાય એવું હતું. સોરાબનો ચેહેરો ફીકો પડી ગયો હતો, તેનું આખું શરીર ધ્રુજવા લાગ્યું, ઘણીજ બીહીક સાથે તેણે શીરીનને પુછયું, "શીરીન તુને હ્યાં આવવાનું શું કામ પડયું?" શીરીને જરા જોરમાંજ જવાબ દીધો, "વળી શું કામ આવે, પૈસા લેવા આવીચ, તારા કહ્યા પ્રમાણે મેં તારી સાથે છુપાં લગન કીધાં તેમાં મેં ગુનેહગારી કીધી કે હવે તું મને આવી ભુખે મરતી હાલતમાં છોડી બેઠો છે, વાસ્તે મને મારા ગુજરાનને માટે પૈસા આપ, નહીં તો હું મારી સાથના તારા લગન ખુલ્લા પાડશ ને સરકારની મદદ માંગશ." સોરાબની આંખે અંધારાં આવ્યાં. તેણે શીરીનને પગે પડી આસ્તેથી બોલવાની અરજ કીધી અને કહ્યું, "શીરીન હાલમાં મારી પાસે એક પૈબી નથી હું તદન ખુવાર થઇ

ગયોચ." શીરીને ગુસ્સાથી પણ ધીમે અવાજે કહ્યું, "હા બરાબર છે, હવે મારા જેવી એક ગરીબ હાલતની ઓરત સાથે પરણવાનો પસતાવો કરે છે ને પેહેલાં જ્યારે મારો પૈસો હતો ત્યારે મને જુઠા પ્યારમાં ફસાવીને આજે મને આવો બેવફાઇનો જવાબ આપે છે, મેં તારી કોઇપણ વાત ના કબુલ રાખી નથી. તારી મરજી મુજબ આપણે છુપાં લગન કીધાં, તારા કેહેવાથી મેં મારૂં નામ બદલી નાખ્યું એ બધું કોણને માટે? વાસ્તે મને પૈસા આપ નહીં તો હું બધું જાહેર કરી દેઇશ." સોરાબ સુડી વચ્ચે સોપારી જેવો આવી ગયો હતો ને પોતાના દીલ સાથે પણ જરા મોટે સાદે બોલ્યો, "શું ત્યારે હું મારો ભેદ શીરીનને કહી દઉં, આખરે તો એ જાણશેજ." શીરીને તરતજ જવાબ દીધો, "હા, મને બધું કહી દે, હું તુને બનતી સલાહ આપીશ." સોરાબે જરા ધીરજ પકડી કહ્યું, "ત્યારે શીરીન તું સાંભળ કે હાલમાં હું તદ્દન નાચાર હાલતમાં છું, આ મારૂં સોનાનું ઘડીઆળ અને આ હીરાની વીટી એજ મારી દોલત છે અને એથીજ હું જરા મારો ભપકો અને ટેક જાલવી શકુંચ, તેમજ લોકોના મનમાં મારે વીશે જરા સારો વીચાર ઉપજાવી શકું છું, બાકી ગજવામાં જોશે તો એક પૈ પણ નથી, વાસ્તે હું જે વાતમાં તારી સલાહ માગું છું તે એજ કે જો હું કોઇ બીજી સાથે પરણું અને તે લગનથી મને પૈસો મલે અને તેમાંથી તારા ગુજરાણને માટે ચોકશ રકમ આપું તો તું મારેથી તદ્દન દુર રેહેશે? અને કોઇબી વખતે કોઇપણ બાબદસર મને દુઃખ દેશે નહીં! એનો તું મને જવાબ આપ." શીરીને જરાવાર વીચારીને જવાબ આપ્યો, કે "તારી માંગણી હું કબુલ રાખુ છું, પણ મને તેની ખાતરી શું?" સોરાબે આ વખતે તેની ખાતરી કરવા સુના સાથે કોઇપણ રીતથી પરણી જઇ તેણીનાં બાપના પૈસાનો માલેક થવાની પોતાની આશા શીરીન આગલ જાહેર કીધી તેથી શીરીનની ખાતરી થઇ અને આ વખતે બુઢા કેરબાદે ધાર્યું કે હવે તેઓની વાત પુરી થવા આવી છે તેથી તે આસ્તે રહીને પાછો પોતાના ઓરડામાં જઇ રોમાલ ઢાંકીને ઇઝીચેર ઉપર જાંણે ઉંઘાયલોજ હોય તેમ પડી રહ્યો, થોડોવાર પછી સોરાબ પણ શીરીનથી છુટો પડી ઘરમાં આવ્યો, કે બુઢો કેરબાદ જાણે ભરઉંઘમાંથી જાગી ઉઠયો હોય તેવો દેખાવ કરી મોહોડું ધોવા ગયો. સોરાબની તો ખાતરીજ થઇ કે આ સઘળો વખત કેરબાદજી શેઠતો ઉઘમાંજ હતા. હોરમજી તથા સુના પણ તેટલામાં બજારેથી આવી લાગ્યાં, ને આવતાંવાર સુના ઘરના કામકાજમાં મશગુલ થઇ. આવી સારી તકનો લાભ લઇ, કેરબાદે સોરાબને બાગમાં ફરવા જવા કહી તેને બાગમાં લેઇ ગયા. ફરતાં ફરતાં

કેરબાદે સોરાબને પુછયું, સોરાબ તું કંઇ હમણાં થોડા વખતમાં મુંબાઇ જવાનો વીચાર રાખે છે? આ સવાલથી સોરાબને જરા અજબ તો લાગું પણ તેને જવાબ આપવાની ફરજ પડી કે હમણાતો મારો વીચાર નથી, પણ જો તમારૂં તાકીદનું કામ હશે તો હું મોટી ખુશીથી કરીશ. કેરબાદે કહ્યું, "નહીં મારે કાંઇ ચોકશ કાગલો મુંબાઇ મોકલવાં છે તેથી મેં ધાર્યું કે જો તમે થોડા વખતમાં મુંબાઇ જવાના હોવો તો તમોનેજ આપું કે તમે તે ઠેકાણે બરાબર પોંહોંચતાં કરો, પણ મારેજ ખાતર તમારે કંઇ એવી મુસાફરી કરવાની જરૂર નથી." સોરાબે કહ્યું, "કંઇ નહીં કેરબાદજી, હું તમારૂં કોઇપણ કામ બજા લાવવાને તૈયાર છું, તમારી મારી ઉપર ઘણીજ મેહેરબાની છે તેથી જો તમે મને કંઇ પણ કામ સોંપશો તો હું તમારો ઉપકાર માનશ." કેરબાદે ખુશી ભરેલાં દીલથી કહ્યું, "ત્યારે તો મેહેરબાની, પણ એ વાત આપણા ઘરમાંના કોઇ આગલ કેહેશો ના, તમે તમારા પોતાના કામસર જતા હોવો તેમજ જણાવજો, અને પરમ દહાડે, સોમવારે તમે જાઓ તો ઘણું સારૂં." સોરાબે કહ્યું, "હું તે લોકોને એવું જણાવશ કે મને કાંઇ અગતની બાબદસર મુંબાઇથી તેડું આવ્યું છે તેથી જાઉંછું, થોડા દીવસમાં પાછો આવશ." "કેમ કેરબાદજી એ રીત તમોને પસંદ છે? "હા, હા," કેરબાંદ જરા મશકેરી ભરેલા ટીકાથી બોલ્યો, "ખચીત ઘણી સારી રીત છે. જો હું તમારી ચાલચલણ સારી જાણતે નહીં તો તમોને હું એવાં કામને વાસ્તે મુંબાઇ મોકલતે પણ નહીં." સોરાબ બીચારો સમજ્યો નહીં કે કેરબાદે આવી રીતે તેના પગલાં ઘેરમાંથી બહાર કહાડવાનું એક અછું ચોકઠું ઘડયું હતું, અને સોરાબે ખાણા પર બેઠા પછી બધાં સાંભલે તેમ કહ્યું "હું પરમદહાડે સોમવારે સવારે મુંબાઇ જનારછું." હોરમજીએ જરા અજાયબી સાથ પુછયું, "શું તમે ગામડેની રીતભાતથી એટલા વખતમાં કંટાલી ગયા કે?" સુનાની અજાયબી તથા ગભરાટનો તો કાંઇ પારજ ન હોતો, તેણી તો ખુરસી પરજ બેભાન જેવી થઇ બેસી રહી, તેણીને કંઇ ખાવાનું સુજયું નહીં, આખરે શરમની મારી થોડું ઘણું ખાઇ તેણીએ પોતાના ઓરડામાં જઇ આરામ લીધો.

બીજે દીવસે આદરરોજનો હમકારો હોવાથી સર્વે જણા અગીયારી ગયાં, પણ બુઢો કેરબાદ સુના ને સોરાબ વચ્ચે જરા પણ વાત નહીં થાય એવા ઇરાદાથી તે સુનાની સાથનો સાથજ ચાલતો, ફરવા જતી વખતે પણ સુનાને એકલી પડવાની તક આપતો નહીં. સુના તો સમજી ગઇ કે એમ કરવાને તેની પાસે કાંઇ ખાસ કારણ હોવું જોઇએ, પણ સોરાબ તો મનમાં બહુજ ચીરડાવા લાગ્યો, ને તરેહવાર

રીતથી સુના સાથે છુટાં પડતી વખતે વાત કરવાનાં ફાંફાં મારતો, પણ બુઢો ફેરબાદ તેને માંથેનો મલ્યો હતો. બીજે દીવસે એટલે સોમવારની સવારે સોરાબ જનાર હોવાથી તે ઘણોજ વેહેલો ઉઠયો કે બુઢો ફેરબાદ સુતેલો હોય, તે વખત સુના સાથ વાત કરી લે, પણ ઓરડામાંથી બહાર નીકળતાંજ બુઢે મીયાનાં દર્શન થયાં. તે મનમાં એટલો તો ઉસકેરાવા લાગો કે જાણે હમણાં ફેરબાદનો ટોટો પીસી નાંખે. હવે સર્વે સામાનની તૈયારી થઇ ચુકી, સોરાબશાના તો ગાંસડા પોટલા બંધાયા, ને તેવન ઘુવડ જેવા બની ગયા હતા. તે બુઢા ફેરબાદને એકાએક કબુલાત આપી હવે તે પસતાવા લાગો અને મનમાં વીચાર કરવા લાગો કે જો હમણાં ફેરબાદ જુદાઇએ મને જવાને ના કહે તો હું તો સચાઇએ આપજી કરી રહી પડું, પણ બુઢે મીયાંનાં કાલા જઇ સફેદ થયા હતા, અને પોણોસો ઉનાળાનો તાપ ખમેલો હતો; તેવણે સોરાબને ખરચને માટે થોડાક રૂપીઆ આપવા કાહાડયા, પેહેલાંતો દમમાં ને દમમાંજ ના કહ્યું કે નહીં રે સાહેબ, શું મારી પાસે પૈસા નથી કે? પણ મનમાં તો ભાવે ને મુંડી હલાવે, તેનું દીલ તો કેહેતું કે ગજવામાં અડધી નથી, એ તો ખોદાએજી પાયા. પછી ઘણી બોંહોંસ કરવાથી પૈસા તથા પેલાં કાગજો લીધાં. ફેરબાદે તે કાગલો મુંબઇમાનાં કોઇ બેરાંમજી સોલીસીટ-રને આપવા કહી જણાવ્યું કે તેવણુ તે કાગલો વાંચે તેટલો વખત ત-મોએ જરા ઉભા રહી તેવન શું જવાબ આપે છે તે જરા સાંભલીને મને લખી જણાવજો, તસદી પડે છે તે માફ કરજો, ને તમોને ખોદા નેક રાહે ચલાવી સુખી રાખે એ મારી દુવા સાથે તમે રજા લેવો. સુના બીચારી બેહદ દલગીર થઇ હતી, પણ તે થોડા દીવસમાં પાછો આવશે, એવા દીલાસાથી તેણીને ધીરજ આવી. સોરાબની ગાડી જ્યાંસુધી નજરે આવી ત્યાંસુધી સર્વે જણાં દરવાજા આગલ ઉભાં રહી તેની તરફ જોતાં ઉભાં હતાં, સોરાબ ગાડીમાંથી સુનાની તરફ રેમાલ ઉરાડતો હતો, થોડા વખતમાં ગાડી નજર આગલથી ગુમ થઈ ને સર્વે ઘરમાં આવ્યાં. સુના જરા દલગીર માલમ પડતી પણ આપણાં બુઢાજી તો મુછમાં હસી બોલ્યા, "પીડા ગઇ." હોરમજી તો સોરાબની ગાડીમાંજ તેને ગામની બહાર સુધી મુકવા ગયા હતા, તેથી બુઢો ફેરબાદ અને સુના એકલાં પડયાં તે તકનો લાભ લેઇ ફેરબાદે સુનાને કહ્યું, "દીકરી સુના, મારે તુને એક બીજી અગતની વાત કહેવાની છે અને એ ઉપરથી હું ધારંચ કે તુંને મારે વીશે જરા શક જાય છે કે હું તારી તમામ આશાઓનો ભંગ કરવા બેઠો છું." સુના આંખમાં આંસુ લાવીને બોલી, "અરે! ફેરબાદજી તમે

મને ત્યારે દુ:ખી કરવા ચાહો છો? મેં શું ગુનાહ કીધો? હું તમારી તાબેદાર છું, જે તમારે કહેવું હોય તે મને જલદી કહો, મને રીબાવો ના." કેરબાદે કહ્યું, "જો સુના હું તુને મારી દીકરી કરતાં પણ વધારે ચાહુંછું અને જેબી હું કરૂંચ તે તારા સારાંનેજ માટે છે તે તારી પાછળથી ખાતરી થશે. વાસ્તે હાલ તો સાંભળ કે, શોરાબ તારા પ્યારને માટે તદન નાલાયક છે." સુનાએ જરા ગભરાટ સાથ જવાબ દીધો, "કેરબાદજી, સોરાબ જરા હુલરાઇ ભરેલો છે, પણ તેને વીશે જે વાત સાંભળવામાં આવતી તે બધી ખોટી બનાવતો છે, અને તે આગળ ચાલતાં જરૂર સુધરશે." "નહીં સુના તું કાંઇ જાણુતી નથી." કેરબાદ જરા શાંતપણે બોલ્યો, "જે અફ્વા એને વીશે બહાર સંભાળાય છે તેના કરતાં પણ હું જે કેહેવા માગું છું તે હજાર દરજ્જે બુરી છે, મને કેહેતાં તો દલગીરી ઉપજે છે પણ મારી ઉપર એક જાતની મોટી ફરજ આવી પડી છે. તું જાણુતી તો હશે કે ગઈ કાલથી હું તારી તથા સોરાબની વચ્ચેજ ફર્યા કીધો હતો તે એટલાજ વાસ્તે કે તે તારી સાથે વધારે વખત સંબંધ રાખી શકે નહીં; વાસ્તે સુના, આ એક મારો બોલ સાંભળવાને તું હવે હીંમત પકડ, કે જે સોરાબને તું ચાહે છે તેજ સોરાબ અને તેજ સોરાબ પરણેલો છે." જો કે કેરબાદે આ વાત કેહેવા આગમજ તેણીને હીંમત પકડવા કહ્યું હતું તોપણ આ તેના છેલ્લા બોલો સાંભલી તેણીએ એક દુ:ખદાયક ચીચીયારી પાડીને જમીન ઉપર બેસુદ્ધ થઇ પડી. કેરબાદે તેણીના મોંહ પર પાણી છાંટી હુશીઆર કીધી ને થોડો વખત જવા બાદ દીલાસો આપી કહ્યું, "સુના હવે તારી આગલ આ ખરી વાત જાહેર કીધાથી મેં મારી એક ફરજ અદા કીધી છે, એટલાજ માટે મેં એક જુઠ્ઠું બહાણું શોધીને એને આ ઘેરમાંથી બહાર કાઢવા સારૂ કાગલો આપી મુંબાઈ મોકલી દીધો છે. તે એક પૈસા વગરનો ખાખા વરખો થઇ ત્યાંથી ત્યાં ભટકી લોકોને પોતાના જુઠા દમામથી છેતરી પોતાના દીવસ ગુજારે છે, તે એક હલકા વર્ગની ઓરત સાથે તેણીની ખુબસુરતી અને પૈસાપર લોભાઇને પરણ્યો છે પણ તેણીનો પૈસો પોતેજ ઉડાવી હવે તેણીને છોડી બેઠો છે, જેથી હાલમાં તે બંધે જણા વચ્ચે ધીક્કાર ઉતપન્ન થયો છે અને છેલ્લે આવી રીતે તારી ભોલાઇનો લાભ લેઇ તુંને ફસાવવા આવ્યો હતો; પણ ખોદા પાસે દુવા માંગ કે તું ફજેતીના ફાંદામાં સપડાતી બચી ગઇ છે. મુંબાઇમાં સુધારાને નામે જે બદી આજના પારસીઓમાં ફેલાઇ છે તેમાનો આ એક દાખલો છે પણ તે બદી એટલી નુકસાનકારક છે કે તે પોતાનાજ વતનમાં રેહેવાને બદલે આસપાસ અને દુરના ગામડાંમાં પેવસ થઇ ત્યાંના ભોલા અને નીર્દોશ રેહેવાસીઓને પણ

હેરાન કરે છે. જાણે કે તેઓ તે બદ સુધારાના બહારગામ માટે આડત્યા હોય! મુંબાઇમાં એક પારસીનો છોકરો અંગ્રેજી શીખ્યો કે અડધો સુધર્યો, પછી જરા એશકી પોશાકો પેહેડી બાયડીની બગલમાં હાથ ખોશી જાહેર રસ્તામાં ફરવા નીકલ્યો તો પોણો સુધરેલો ગણાય અને છેલ્લે નાટક જોતો, આઇસક્રીમ ખાતો અને અંગ્રેજોના બૉલો યાને નાચમાં પોતાની બેહેનો કે સ્ત્રીઓને અંગ્રેજોની બગલમાં નાચતી જોતો થયો એટલે તો ભાઇ પુરેપુરો સુધરેલો ગ્રહસ્થ થઇ ચુકો. અંગ્રેજી શીખ્યા એટલે અંગ્રેજોના પોશાક પેહેરવાજ જોઇએ. આ દુનીઆમાં નીતી તો એકજ જાતની હોય છે, પણ અનીતી હજાર જાતની રહે છે તેથી અંગ્રેજોમાં ચાલતી અનીતીનો પણ થોડોઘણો અનુભવ મેલવ્યા વગર, અંગ્રેજી શીખેલું તેઓ નકામું સમજે છે. ટુકમાં જે ચીજને તેઓ કેળવણી કરી ફકત મોંહોડેથી બોલે છે તેનો અર્થ તેઓ તદન સમજતા નથી, અને તે કેલવણી તેઓ શા માટે લે છે તેથી તેઓ તદન અજાણા છે. તેમજ સુધારો એ અંગ્રેજી ભાશા શીખવામાં, બાપદાદાનાં પોશાકો તજી અંગ્રેજનાં પોશાકો પેહેડી એશકી ફાંકડા થઇ ફરવામાં, ઓરતોને મલાજાથી છુટી કરી તેઓને સર્વે રીતનું છુટાપણું અપાવવામાં, પાસે પૈસા નહીં હોય તોબી કરજ કરી, કમાંની ઉપરાંત ખરચ કરી પોતાનો ટેક સાચવવો, અને કલબોનાં મેમબર થવામાં, અને છેલ્લે પોતાના પાક ધર્મ તરફ પણ તદન બેદરકારી બતાવવામાં તેઓ સુધારો સમજે છે; અંગ્રેજી કેલવણી શા માટે લેવી જોઇએ અને શીખ્યા પછી તેનો શું ફાયદો થાય છે તે જો તેઓ બરાબર સમજતા હોય તો તેઓને બેહદ ફાયદો થાય, પણ જ્યાં ધર્મ તરફજ બેદરકારી થઇ ત્યાં કોઇપણ જાતની કેલવણી રદ છે. ધર્મ એ તમામ કેલવણીનો પાયો છે, ધરમ એક આત્માઇ તેમજ ઇશ્વરી કેલવણી છે, અને બીજી કેલવણીઓમાં પેહેલો દરજ્જો ધરાવે છે તેજ ધર્મની કેલવણીને જ્યારે આજના સુધારાવાલાઓમાં ખપનારા બેદરકારીથી જોય છે ત્યારે તે લોકોમાં નીતી સંસારી, સુખ, ઇજત અને આબાદી હોયજ ક્યાંથી? અને આ સોરાબની પેઠે જુઠાં ડોલો ઘાલી દુન્યાને છેતરવાનાં હેતુથી તરેહવાર ફાંફાં મારવાં પડે છે, વાસ્તે દીકરી સુના, આપણે એક મોટાની હવેલી જોઇ આપણી ગરીબની જુંફડી તોડી પાડવી નહીં જોઇએ, કારણ કે મોટી હવેલીઓ સદા પવનના તોફાનમાં જમીનદોસ્ત થવાની ધાસ્તીમાં રહે છે અને તે એક વખત પડી તો તેને પાછી ઉભી કરવી ઘણી મુશકેલ છે. પણ આપણી જુંફડીને તેવી કાંઇ ધાસ્તી નથી; અગર ખુદરતના બનાવથી એક વખત પડી તો તે પાછી સેહેલાઇથી ઉભી કરી શકાય છે,

વાસ્તે હવે તારે સોરાબના તમામ વીચાર તથા તેની ઉપરનો તારો પ્યાર એ સર્વે તારાં ભોલાં અંતકરણમાંથી નાબુદ કરજે અને જરા પણ ગમ કરતી ના.” સુનાની આશાનો તો ભંગ થયો તોપણ તેણી પોતાને એક આફ્તમાંથી બચેલી જોવાથી ઘણો સંતોશ પામી; અને ફેરબાદને પગે પડી તેનો બેહદ ઉપકાર માનવા લાગી અને કબુલાત આપીકે આવી એક બદનામી તથા ફજેતીના ખાડામાં ફસી જતાં હું બચી ગઇ તેથી હું દલગીર થવાને બદલે ઉલતી ખુશી થઇશ. એમ કહી તેણી ઘરમાં કામ કાજ કરવા ગઇ.

---

## પ્રકરણ ૫ મું.

### તુકારામ જોશી અને સુનાનું ભવીશ.

સોરાબને ગયાને એક મહીનો થઇ ગયો તોપણ તેવન પાછા ફર્યો તો નહીં પણ સુના પર એક કાગળ પણ લખાયો નહીં. બુઢા ફેરબાદે હોરમજીને આખરે જણાવ્યું કે ચોકશ અને ખાત્રીપુર્વક રીતે તેને માલમ પડયું છે કે અગાઉ સોરાબજી વીશે જે અફ્વા સાંભલવામાં આવી હતી તે તદન ખરી હતી એટલુંજ નહીં પણ તે એક હલકા વર્ગની ઓરત સાથે છુપાં લગન પણ કરી ચુકો છે, વાસ્તે તમારા ઘરમાંથી એવું એક માણસ દુર થયું તેને માટે તમારે ખુશી થવું જોઇએ. હોરમજીની અજાયબીનો પાર રહ્યો નહીં અને સોરાબ ઉપર બહુજ ધીઃકાર નાખવા લાગા તથા આ વખતે પોતાના ભોલા અને પ્રમાણીક નસલીને યાદ કરવા લાગા, પણ બુઢા ફેરબાદને આ સઘલી વાતનો કેમ ખુલાસો મલ્યો તેની કંઇ પણ પુછપરછ કરવાની તેવણે હીંમત ચલાવી નહીં. સોરાબનો પ્યાર પોતાના દીલમાંથી કહાડી નાખવાને સુના પોતાની બનતી તજવીજ કરતી પણ તે કામ તેણીના જેવી એક છોકરીને માટે સેહેલું ન હોતું, કારણકે એક ભોલા અને નીર્દોશ હેડામાં જે પ્યાર બંધાય છે તે બહુજ ચીવટ રહે છે અને તે મુશકેલી અને લાંબી મુદત વગર દુર થઇ શકતો નથી તેજ પ્રમાણે સુનાના બાબમાં પણ હતું. હવે આ મહીનામાં ફેરબાદ ઉપર બીજે ને ત્રીજે દીવસે મુંબઇથી કાગલો આવવા લાગ્યાં અને તેથી હોરમજી તથા સુના અજબ થવા લાગ્યાં કે એ બુઢાને પેહેલે કોઇ સગું વહાલું કે ઓલખીતું હતું નહીં અથવા તો એક પણ કાગલ આવતુંતું નહીં ને હાલમાં વારંવાર કાગલો આવ્યાં જાય છે તેનું શું કારણ હશે? પણ તેઓએ તેની ખાનગી બાબદમાં વચ્ચે પડવાનું દરસ્ત ધાર્યું નહીં.

હવે કેરબાદને આવ્યાને બરાબર ચાર મહીના પુરા થયા અને એટલા વખતમાં હોરમજી અને સુનાને તેની સાથે એટલો તો પડોશ પરી ગયો હતો કે તેને પોતાથી છુટો પડવા દેવાને તદન ખુશી હતાં નહીં, તેને તેઓ પોતાના એક નજદીકના સગા તરીકેજ ગણતાં અને ખેતરના માણસો પણ એની ઉદારતાને લીધે એને ચાહતાં હતાં; તે સાથે તેઓ અજબ પણ થતાં કે જ્યારે તે પેહેલે આવ્યો ત્યારે સુના આગલ તેણે પોતાને એક ગરીબ તરીકે જણાવ્યો હતો અને હાલમાં તો તે આવી ઉદારતાથી લોકોને પૈસા આપે છે, પણ તેઓ તેની વધારે ચરચાથી દુર રહેતા હતા. એક દીવસે સનીવારે સુના અને હોરમજી બજાર લેઇ ઘરમાં પાછાં આવતાંવાર, હોરમજીએ કેરબાદને કહ્યું, "કેરબાદજી તમે તે દહાડે સોરાબ સાથે, પેલો "બાગે બેહેસ્ત"વાલો મેહેલ જોઇ આવ્યા તેને વીશે તમે શું ધારોચ, હમણાંજ મને તો તે વીશે બજારમાં જતાં ખબર મલી કે જાહેર લીલાંઉ કરવાને બદલે તેને તો એક ખાનગી સાટું કરી ગઇ કાલેજ વેચી નાખવામાં આવ્યો છે." કેરબાદજીએ જરા બેદરકારીથી જવાબ દીધો, "ખરેખર કે! ત્યારે તમારા નવા પડોશી કોણ છે?" હોરમજીએ કહ્યું "તે કોણે લીધો છે તે હજુર કોઇને માલમ નથી, પણ આવી મોટી મીલકત આવી છુપી રીતે વેચી નાખવામાં આવે એ ઘણુંજ નવાઇ જેવું છે; એ નવા માલેકનું નામ જાણવાને સૌ આતુર થઇ રહ્યાં છે, પણ કંઇ માલમ પડતુંજ નથી અને વલી એવું સાંભલવામાં આવે છે કે આજે સાંજે એ મેહેલનો નવો ખરીદનાર એજ મેહેલની મુલાકાતે આવનાર છે અને મારા ધારવા પ્રમાણે એ મેહેલનીજ હદમાં એક અગીયારી છે ત્યાં તે લોકો પોતાના કુટુંબ સાથ બંદગી કરવા જશે." "તે વલી કેઇ અગીયારી" કેરબાદે જરા અજાયબી સાથ પુછ્યું, "ત્યારે તો આપણે જે અગીયારીમાં જઇએચ તેના કરતાં તમે કહોચ તે અગીયારી આપણને નજદીક પડે, તેથી મારી ખુશી એવી છે કે આવતી કાલે શરોસ રોજનો હમકારો છે તેથી સવારનાં આપણે એ નવી અગીઆરીમાં જઇશું." હોરમજીએ કહ્યું, "મોટી ખુશી સાથે મને કંઈ અચડણ નથી, સૌ કોઇ પોતાના નવા પડોશીને જોવાને ખાહેશ રાખે છે, ને વળી આવી મોટી મીલકત કોઇ દોલતમંદ કુટુંબવાલા વગર બીજું કોણ ખરીદ કરી શકે?" કેરબાદે કહ્યું, "તમે કહો છો તે બરાબર છે." બીજે દહાડે સવારે તેઓના ઠરાવ પ્રમાણે સર્વે અગીઆરી ગયાં, ગામના સર્વે લોકો "બાગેબેહસ્ત"ના નવા માલેકને જોવાના ઇરાદાથી સારાં કપડાં પેહેડી ત્યાં આવવા લાગ્યાં પણ દશ વાગી જવા છતાં શેઠબી નહીં મળે ને શેઠાણી પણ નહીં મળે, સર્વે

જણાનાં મોંહો ઉપર નીરાશી માલમ પડતી ને આસ્તે સર્વે જણા પાછા ફર્યાં, જેમ વખત જતો તેમ લોકો ઘણાજ અજબ થતાં કે તે મેહેલમાં રેહેનાર રખેવાલો સુધાં પોતાના નવા ધણી વીશે બેખબર હતાં. અગીઆરીથી પાછાં ફરવા બાદ હોરમજી ખેતરે ગયા અને સુના અને કેરબાદ બહાર ફરવા નીકળ્યાં; ચાલતાં ચાલતાં તેઓ જરા દુરના રસ્તા તરફ નીકળી ચાલ્યાં તે વખતે હોરમજીને ત્યાંનો તપકા જોનાર જોશી તુકારામ સામે મલ્યો તેને સુનાએ બુઢા કેરબાદને ઓળખાવ્યો કે આ આપણા ઘરનાં જોશી છે. કેરબાદે જોશી તરફ જોઇ સુનાને પુછ્યું, "ત્યારે એ જોશી હુશીયાર હોવો જોઇયે, એને હાથ જોતાં તો સારૂં આવડતું હોશે?" સુનાએ જરા હસીને જવાબ દીધો, "હવે તે કંઇ હું જાણતી નથી, પણ તમોને એ જોશીના કેહેવા ઉપર એકીન આવે છે વારૂ? ને તે તમે શું ખરૂં માનો છો?" કેરબાદે જરા ટીકા સાથ કહ્યું, "ત્યારે તમોને એકીન નહીં હોવું જોઇયે? પણ તમે જ્યારે નાના હતાં ત્યારે શું તમે તમારો હાથ નહીં દેખાડયો હશે. એમ કહેવા માંગોચ? "નહીં, એમ નથી કહેતી" સુનાએ જરા શરમાઇને કહ્યું, "હું નાની હતી ત્યારે મેં મારો હાથ એક જોશીને દેખાડયો હતો પણ તેણે એવી એવી વાતો કહી કે મને તે યાદબી નથી, મને તે ઉપર ભરૂસો આવ્યો નહીં, ને હવે તો હું તે તદન માનતીજ નથી. કેરબાદે કહ્યું, "સુના તું શરમા ના, પણ તે જોશીએ તારે વાસ્તે શું કહ્યું હતું તે જો જરા પણ યાદ હોય તો મને કહી સંભલાવ." સુના શરમાતી શરમાતી નીચું જોઇને બોલી, "જ્યારે તમે જાણવાજ માંગોછો તો કહુંછું કે તે જોશીએ મારે વાસ્તે એમ કહ્યું હતું કે એક વખત એવો આવશે કે હું મોટી દોલતવાલી થવશ, એક મોહટા મેહેલમાં રહેવશ, ઘોડા ગાડીએ ફરશ, અને મારી નોકરીમાં સંખ્યાબંધ માણસો રહેશે. પણ કેરબાદજી એ વાતથી હું કોઇ રીતે છલકાઇ જતી નથી તે સત માનજો." કેરબાદજીએ કહ્યું, "સુના તેં હમણા મને જોશીના બોલવા ઉપર એકીન વીશે સવાલ કીધો તેનો જવાબ એ છે જે હું ખાત્રીથી તે સર્વે ખરૂં માનુંછું અને તેમજ તુંને પણ માનવાની ભલામણ કરૂંછું કારણ કે પેલા જોશીએ જે વાત કહી છે તે સઘલી ખરીજ પડશે એમ મારો પુરતો ભરૂસો છે વાસ્તે તે વાતને તારે ધીકારી કાહાડવી નહીં જોઇયે; પણ તેવી દોલત મલે તો તેનો કેવો ઉપયોગ કરવો તેનો હમણાથી તારે વીચાર કરવો જોઇએ. તું મારી સામે એમ અજબ થઇને જોના. હું કાંઇ દીવાનો થઇ ગયો નથી કે કંઇ વેહેમી નથી. પણ હું તુને ફરીથી કહું છું કે તે જોશીએ જે બોલો કહ્યા છે તે સઘલા બોલેબોલ ખરા છે, અને ખરા

પડશે." સુનાએ તો ધાર્યું કે બુઢાજીનું ભેજું ખસી ગયું હશે, તોબી જરા ઠાવકો ચેહેરો કરી તેણી બોલી, "કેરબાદજી, મારા જેવી એક ન્હાની ઉમર-ની જુવાન છોકરીના મનમાં એવા વહેમી અને સેખચલ્લી સહી વીચારો દસાવવા કરતાં તે બાબદથી મને દુર રહેવાની શીખામણ આપતે તો હું વધારે ખુશી થતે; તે છતાં હું આશા રાખું છું કે તમે એમ કહીને મારૂં મન અજમાવી જોવો છો." કેરબાદે જરા ગંભીરતાથી કહ્યું, "નહીં, નહીં, તેવું કાંઇ નથી હું ખરૂં કહું છું. મારી એક અરજ છે તે તું કબુલ કરશે? અને તેને માટે મને વચન આપશે?" સુનાએ કહ્યું, "તે શું છે તે મને કહો ને પછી તમોને હું વચન આપું." કેરબાદે કહ્યું "જો સુના હવે હું આ ગામમાં વધારે વખત રેહેવાનો નથી વાસ્તે આશા છે કે મારૂં કહ્યું તું કરશે." સુનાએ કહ્યું, "શું તમે જવાના છો? પણ હું તમોને જવા દેવાને ખુશી નથી, હવે તમે એનેજ તમારૂં ઘેર સમજીને રહેવો; એ વીશે મારા બાવા તો હજુર કાંઇ જાણુતા નથી, વાસ્તે તમારા જવાથી ખચીત હમોને ઘણીજ દલગીરી ઉપજશે, તમારી ઉપર હમારો સૌનો પ્યાર છે તેથી તમા-રેથી છુટા થવામાં અમોને બહુજ અસીકું લાગશે." કેરબાદે કહ્યું, "સુના, તારૂં દીલ બહુજ ભોલું છે, ખોદા તુને સુખી રાખે, પણ મારા જવા વીશેની ખબર આવતી કાલે હું તારા બાપને કહીશ, પણ હવે તું મને પેલું વચન આપ." સુનાએ ખરાં દીલથી વચન આપ્યું ને કહ્યું કે "તમે મને ઘણી વખત સારી સલાહ આપી છે તેથી મારે તમારા કેહેવાને માન આપવુંજ જોઇએ." કેરબાદ તો ખુશી થયો ને સુનાને કહ્યું, "સુના એક-વાર ફરીથી તું મને દીવાનો ગણશે, તારા મનમાં તું મને ગમે તેવો ધારજે, પણ તેં મને વચન આપ્યુંચ તો, આ પેલાં ઝાડ નીચે તુકારામ જોશી બેઠેલા છે તેની પાસે આપણે જઇએ ને તેવણને તું તારો હાથ દેખાડ, હું તુને કાળાવાળા કરી કહુંચ કે તું ના પાડતી ના." સુનાને કંઇ સમજ પડી નહીં, કે આ વખત હસી પડવું કે ગુસ્સે થવું, તોપણ પોતાના વચન અને બુઢાના કાલાવાલાને લીધે તેણીએ કબુલ કીધું અને બંને જણા તુકારામ પાસે ગયાં. તુકારામ તો તેઓને જોઇને ખુશી થયા, અને તેઓને બેસવા માટે પોતાની પીછોડી જમીન ઉપર પાંથરી. કેરબાદના કેહેવાથી જોશીએ સુનાનો હાથ જોવા માંડ્યો ને પછી પોતાના આંગલાંપર કંઇ બબડીને ગણવા લાગ્યો. પેહેલે તેણીના ગ્રહોનું દાસ્તાન કહી સંભલાવ્યું અને પછી તેણીના નશીબ વીશે નીચે પ્રમાણે જણાવ્યું:—

"સુનાબાઇને હાલ સુકરની દશા ચાલે છે, હાલમાંજ થોડા વખત ઉપર એક મોટી આફ્તમાંથી એવન બચી ગયાં છે, એવણનું દીલ ઘણું

દયાલુ ને ઉદાર છે તેની સાથે ભોલાં પણ છે, પેહેલે બીજાને ખવાડીને ખાશે. એવણુને ભવીશમાં ઘણું સુખ છે. એવણુ મોટી દોલતના ધણીઆણી થશે. સુનાં, રૂપાં તથા હીરા મોતીના શીંગારમાં ફરશે. મોટા મેહેલો, બાગ બગીચાના શેઠાંણી થશે, ગાડીઘોડે ફરશે, મોટા ઉમરાવો એવનની ટેબલ ઉપર હાજર થશે, અને આખરે એક શખ્સ જે હાલ દુનીઆમાં ભટકે છે તે આવશે અને એવણુને પોતાનાં હકદાર ધણીઆણી તરીકે કબુલ કરશે." એટલું કહી જોશીએ પોતાનું બ્યાન પુરૂ કીધું, કેરબાદે જોશીને રૂપીઓ એક આપી વીદાય કીધો. સુનાનાં મનમાં તો ખુશી તેમજ દલગીરી બંને ભેલસેલ થઇ ગઇ, તેણી પોતાનો કંઇપણુ વીચાર આપી શકી નહીં; આ વાત તેણીએ ખરી માનવી કે ખોટી તે વીશે તો તેણીએ જરા પણુ વીચાર કરવાના કસમ લીધા; કેરબાદે આ વાત હોરમજી આગલ નહીં કહેવાને સુનાને ચેતવણી આપી; બંને જણા ઘર ભણી ચાલ્યાં. બીજે દીવસે સવારે નાશતો કરતી વખતે કેરબાદે હોરમજીને પોતાનો જવાનો વીચાર જણાવ્યો તેથી હોરમજીએ ભારે અચરતી સાથ પુછ્યું, "શું કેરબાદજી હમારી કંઇ તકસીર થઇ છે કે તમે એમ એકાએક જવા કહો છો." કેરબાદે નમનતાઇ સાથ જવાબ દીધો, "નહીં, મારા ખુબીવંતા દોસ્ત તેવું કાંઇ નથી, તમોએ મારે વાસ્તે જે કાંઇ કીધું છે તેને વાસ્તે વારેઘડીએ હું કાંઇ બોલી શકતો નથી પણુ તેનો બદલો ખોદા તમોને વાલી આપશે, વાસ્તે હું તો એક અગતનાં કાંમસર જાંઉ છું." "વારૂં ત્યારે" હોરમજીએ જરા દલગીરી સાથે જવાબ દીધો, "પણુ હું આશા રાખુંચ કે તમે એક અઠવાડ્યામાં અથવા ઘણું કરીને એક મહીનાની અંદર તો પાછા ફરશો." એટલું હોરમજી બોલી રહ્યા કે કોઇ શખ્સ સીપાઇના પોશાકમાં ઘોડો દપટાવતો વાડીમાં દાખલ થયો, તેની આગલ હોરમજીનો એક ચાકર ગયો અને તેણે એક ચીઠી આપી તે લઇ હોરમજીને આપી અને તે ઘોડેસ્વાર પણુ પાછો ફર્યો, હોરમજીએ પેલી ચીઠી ઉખેડી અને વાંચી તેમાં નીચે મુજબ લખેલું હતું:—

"શેઠજી હોરમજીની સેવામાં અરજ એ છે જે "બાગેબેહેસ્ત" મેહેલના નવા માલેક આજે એ મેહેલમાં પધારવાનાં હોવાથી તેવણુને ઘટતો આવકાર દેવા તથા તેવણુની સાથ ખાનાં ઉપર બીરાજવા, તમારી નેકનામ છોકરી બાઇ સુનાબાઇ સાથે હાજર થશો તો સેવકને મોટું માન છે, તેમજ તમારે ત્યાં તમારાં સગાં અથવા દોસ્ત જે કોઇ હોય તેઓને સાથે લાવવાની તસદી લેજોજી.

**લા૦ કમતરીન સેવક-મેરવાંનજી કાવસજી બીલીમોરીઆ નો સલાંમ વાંચજો."**

ઉપલી ચીઠી વાંચી હોરમજીએ કહ્યું, "પેલા મેહેલનાં કારભારી મેરવાનજીની ચીઠી છે તેથી હવે કેરબાદજી તમારેથી કાલે કંઇ જવાશે નહીં, પણ તમે પાછા ક્યારે આવશો તે મને કહો, કારણકે તમારા વગર હમોને હવે સોહવાશે નહીં." કેરબાદે જવાબ દીધો, "હું તમારી આગલ ફરીથી આવવાને વચન આપું છું પણ ક્યારે આવશ તે હું કહી શકતો નથી, એટલી વાત પછી તેઓએ આવતી કાલે "બાગેબેહેસ્ત" મેહેલમાં જવાનું નક્કી કરી, સૌ પોતાના ઓરડામાં સુવા ગયાં.

---

## પ્રકરણ ૬ ઠું.

### "બાગે બેહેશ્ત" ના મેહેલમાં આવેલા પરોણા.

આસરે સાડા ત્રણ કલાકને અમલે આપણા લાયકીવાલા ખેડુત હોરમજીની ગાડી "બાગે બેહેશ્ત" ના દરવાજા આગલ આવી ઉભી. હોરમજીએ એક દોલતમંદ ખેડુતને છાજતાં સારાં કપડાં પેહેર્યાં હતાં અને સુનાએ આ વખત પોતાના એશકી પોશાકને બદલે સાદો અને સફાઇદાર પોશાક પેહેરેલો હતો, પણ આપણા બુઢા કેરબાદનો વેશ રોજ કરતાં મેલો ને હાલહવાલ હતો. હોરમજી તથા સુનાને એથી જરા માંઠું તો લાગતું પણ સભ્યતાને અર્થે તેઓ કંઇ બોલ્યા નહીં. ગાડીમાંથી નીચે ઉતરતાં તેઓ એવું ધારતાં હતાં કે બાગના કમપાંઉન્ડમાં ગાડીઘોડાની હાર થઇ હશે, અને સંખ્યાબંધ પરોણાથી બધો બગીચો ભરાઇ ગયો હશે, પણ તેઓની અચરતી વચ્ચે તેઓ જોય શું કે થોડાએક માલીઓ શીવાય ત્યાં કોઇ હતું નહીં, એટલામાં મેરવાનજી કારભારી બીજાં ત્રણ માણસો સહીત હોરમજીને સામે લેવા આવ્યા. હોરમજીએ કારભારી સાથ શેકહેન્ડ કરી જણાવ્યું કે તમારા લખવા મુજબ આ મારા દોસ્તદાર શેઠ કેરબાદજીને સાથે લાવ્યો છું; કારભારી તથા તેની સાથનાઓએ એકી વખતે ત્રણે જણાઓ તરફ નમીને સલામ કીધી, પણ કેરબાદજી તરફ જોઇ તેઓ એક એક તરફ અચરતી સાથ જોવા લાગ્યા, જેથી એવું માલમ પડતું કે આવે સારે અવસરે આવા મેલા ઘેલા ને ચીંઠડેહાલ શખ્સને આવેલો જોઇ તેઓ તેને ધીકારતા. બુઢો કેરબાદ તે સઘળું સમજતો હતો પણ જાણે કંઇજ જાણતોજ નહીં હોય તેમ બેદરકારીથી ફરવા લાગો. હોરમજીના પુછવાથી કારભારીએ જણાવ્યું કે મેહેલના માલીક આસરે ચાર કલાકે આવી પુગશે, અને ફકત અરધા દજનજ બીજા પરોણાઓને નોતરેલા છે પણ તેઓ જરા દુરથી આવવાને લીધે મોડા

આવશે, અને પાંચ વાગે ખાણું કહાડવામાં આવશે. "પણ મેરવાનજી શેઠ આખા ગામના લોકમાં મનેજ ફક્ત એકલાને તેડું કીધું તે બહુ નવાઇ જેવું લાગે છે. એ તેડાં તમે પોતે કીધાં હશે." હોરમજીએ જરા અચરતીથી પુછ્યું. "નહીં, સાહેબ, મારા નવા શેઠના વકીલ ત્યાં આવેલા છે, તેવણના હોકમથી તેડાં કીધાં છે. તેવણ હાલમાં કાંઇ અગતના કામમાં રોકાયલા છે તેથી મને કોઇને ઓરડામાં મોકલવા ના કહ્યું છે. હોરમજી તો વધારે ને વધારે ગભરાટમાં પડ્યા, કે આ કંઇપણ ભુલ થઇ છે, કોઇ સામે મલવા પણ આવતું નથી કે નથી કોઇ કંઇ ખુલાસો કરતું; આપણે અહીંયા અજાણ્યા શખ્સોની માફક ઉભા રહેવા કરતાં ઘર પાછા જવું બેહેતર છે, પણ કારભારીએ તેવણની ખાતરી કીધી કે તેમાં કંઇપણ ભુલ થઇ નથી, અને તમોને તથા તમારી દીકરીને માન સાથ આવકાર દેવાની મને સખત ભલામણ થઇ છે, આથી હોરમજીને જરા ધીરજ આવી, અને તેઓ મહેલમાં આમ તેમ ફરવા લાગ્યાં- પણ આ સઘળો વખત બુઢો કેરબાદ અજાણ્યો થઈ મુગોજ ઉભો રહ્યો હતો. એક ઓરડામાં દાખલ થતાં કેરબાદ બારણાની આગળ એક પીકચર તરફ જોતો ઉભો રહ્યો પણ તેને ઉભા રહી જવાનું જુદુજ કારણ હતું, ઓરડાની બહાર બે નોકરો પોતપોતામાં વાત કરતા હતા તેમને ધ્યાન દઈ સાંભળવા તે ઉભો હતો. એકે કહ્યું, "આતો, થોડા વખત ઉપર હોરમજી શેઠના પેલા એશકી સોરાબ સાથ આવ્યો હતો તે પેલો બુઢો છે." બીજાએ કહ્યું. "હા તેજ પેલો બુઢો છે, પણ એવા ગલીચ દેખાવના શખ્સને હોરમજીને સાથે લઇને ફરવા કેમ ગમતું હશે? એના હાલને લીધે આ મેહેલને પણ એબ લાગે છે, ટેબલપર એને સાથે બેસાડે નહીં તો ઠીક, નહીં તો બીજાઓ સુગાયા વગર રહેશે નહીં." એટલું બોલી તેઓ ચુપ રહ્યા, કે કેરબાદ તથા સુના ઓરડાની બહાર આવ્યાં, અને કેરબાદે પેલા ચાકરો સામે જરા કરડી નજરે જોયું, મેહેલ જોઇને સુના તો છક થઇ ગઇ હતી. તેણીએ કેરબાદ સામે જોઇ કહ્યું, "કેરબાદજી આ મેહેલ કેવો સરસ છે, એની ઉપર કેટલો પૈસો ખર્ચાયો હશે." કેરબાદે જરા બેદરકારીથીજ જવાબ દીધો, "ઘણોજ સરસ છે, પણ સુના એ મેહેલ તુને ગમેચ, ત્યારે એ મેહેલ તારો હોય અથવા તુને મળે તો કેમ, તુને ગમે કે?" સુના શરમાઇ ગઇ અને સમજી કે કેરબાદ પેલા જોશીના કેહેવાથી હમણા મારી મશકરી કરતા હશે. "એટલામાં બે ગાડીઓ દરવાજામાં દાખલ થઇ તેને મેરવાનજી કારભારી સામે લેવા ગયા, આ વખતે હોરમજીએ ધાર્યું કે આજ મેહેલના ધણી હશે, પણ તે ગાડીઓ ભાડેની

હોવાથી તેઓએ ધાર્યું કે કોઇ પરોણાઓજ હશે, જેમ જેમ વખત જતો તેમ તેમ હોરમજીને બેચેની થતી કે ઘેર ધણી નહીં આવશે તો તે લોકોએ એકલાજ ખાનાપર બેસવું પડશે, અને તેમ કરવામાં આબરૂ પણ નથી. આ વખતે બુઢો કેરબાદ તેઓથી છુટો પડયો હતો અને હોરમજી તથા સુના એકલાંજ ફરતાં હતાં એવામાં એક નોકરે અંદર આવી ખબર આપી કે, મનચેરજી મોટાશાહ અને ફરદુનજી ફરેલ આવ્યા છે. આ નામ સાંભળતાંવાર હોરમજી ચોંકી ઉઠયા, ને સુના તરફ જોઇ બોલ્યા, "સુના, એતો તારા બેઉ ફુઆઓ અને તેઓની ચાર છોકરીઓ છે."

હવે જાણવું જોઇએ કે હોરમજીના આ બંને બંધેવીઓ ઘણા ઉડાઉ તેમજ મગરૂર હતા. તેઓ હોરમજીની જરા પણ દરકાર કરતા નહીં હતા અને તેવણને એક ખેડુત તરીકે ગણી પોતાના દરજ્જાથી હલકા ગણતા હતા, જો કે તેઓ કરજદાર હાલતમાં હતા. મનચેરજી મોટાશાહ સાઠ વરસની ઉમરના, ઉંચા કદના અને મગરૂર દેખાવના માણસ હતા, તેવણે બહુ ભપકાદાર પોશાક પેહેરેલો હતો અને તેવણનો ચેહેરો પણ સારા દેખાવનો હતો, તેવણને ગુલ અને જર નામે બે છોકરીઓ હતી, એકની ઉમર બાવીશ વર્ષની અને બીજીની વીશ વર્ષની હતી, તેઓ સારા દેખાવની હતી તોપણ તેઓને ખુબસુરત કેહેવાઇ શકાય નહીં, પણ પોતાની ખુબસુરતી વધારવાને તેઓએ અતી ભપકાદાર પોશાકો પેહેરેલા હતા, તેઓ પોતાના બાપના જેવીજ મગરૂર હતી, તોપણ સારી મંડળીઓમાં ફરવાથી તેમની રીતભાત ઘણીજ સારી હતી. ફરદુનજી ફરેલ પણ મોટા શાહના જેવાંજ માલમ પડતા, પણ તેવણ પોતે જરા ઠીંગણા અને પાતલા હતા, તેવણના ચેહેરા ઉપરથીજ માલમ પડતું કે તેવણ એક મગરૂર, ઉઠાઉગીર અને ડોલઘાલુ માણસ હતા. તેવણની હીરાં અને પીરોજા નામની બે છોકરીઓ પેલી ગુલ અને જર કરતાં વધારે ખુબસુરત હતી એટલુંજ નહીં પણ ચાલચલણમાંબી તેઓ ઘણાં અસીલ અને નમ્ર હતાં. તેઓનો પોશાક પણ સાદો હતો. કોઇ અજાણો પુરૂશ પણ ગુલ અને જર કરતાં હીરાં અને પીરોજાને તેઓના ચેહેરા ઉપરથીજ વધારે પસંદ કરે, તેવી ખુબીઓ આપણા "ફરેલજી"ની બંને છોકરીઓ ધરાવતી હતી.

હવે હોરમજી અને સુના ઉપર આવેલાં છે તેની ખબર કોઇએ તેઓને નહીં આપેલી હોવાથી તેઓ સામાસામી થઇ ગયાં ત્યારે તેઓની સર્વેની અજાયબીનો પાર રહ્યો નહીં. ઘણાં વરસને લીધે તેઓ પેહેલાં એકએકને ઓલખી શક્યાં નહીં, પણ આખરે હોરમજીએ પોતે ઓલખાણ આપી પોતાની ભોલાઇથી મોટાશાહનો હાથ શેકહેન્ડ કરવા પકડવા ગયા

તો મોટાશાહે પોતાની મગરૂરીમાંજ ફકત આંગલીનાં છેડા આગલનો ભાગ આપ્યો, અને ફરદુનજી ફરેલે પણ પોતાની બે આંગલીજ આપી. તેજ મુજબ હોરમજીએ તેઓની છોકરીઓને ગોદમાં દાબી, તેમાં મોટા-શાહની છોકરીઓ ગુલ અને જર તરતજ મગરૂરીના ઠણુકા સાથ તેની ગોદમાંથી નીકલી ગઇ, પણ હીરાં તથા પીરોજા પોતાના મામાને ઘણે વરસે જોવાથી હરખ અને પ્યાર સાથ મલ્યાં; ત્યારપછી હોરમજીએ સુનાની ઓલખ આપી, ને તે ચારે છોકરીઓને કોટી કરવા કહ્યું, તે વખતે પણ ગુલ અને જરે પોતાની મગરૂરી જણાવી અને પેલી અસીલ હીરાં અને પીરોજાએ સુના સાથે પ્યારથી વાતચીત કીધી, પણ મોટાશાહ અને ફરેલજી તો દુરજ રહી બોલ્યા, હં! એ તમારી છોકરી થાય? આવી તે લોકની મગરૂરીથી હોરમજીને માઠું લાગ્યું અને સુના રડમસ જેવી થઇ ગઇ, આ અસરકારક બનાવ એક બીજો શખ્સ સારી રીતે જોતો હતો, પણ તે જોનારને કોઇ જોતું હતું નહીં, અને તે આપણો બુઢો કેરબાદ હતો; એટલાંમાં હોરમજીની તેની ઉપર નજર પડવાથી, કેરબાદ તરફ આંગલી કરી, પોતાનાં બંધેવીઓને કહ્યું, "એવણ મારા દોસ્તદાર શેઠ કેરબાદજી છે" તેઓએ પછવાડે ફરીને જોયું તો ખરૂં પણ કેરબાદના પોશાક ઉપરથી તેઓએ તેને જરા ધીઃકારની નજરે જોઇ પાછી સલામ કરવાની પણ તસદી લીધી નહીં, ને તેઓ તેની તરફથી મોડું ફેરવીને ઉભા, તેટલામાં કેરબાદ આસ્તે રહીને તેઓની નજર સામે આવીને ઉભો ને ઠંડે પેટે બોલ્યો, "નહીં સાહેબો, મારૂં નામ કેરબાદજી નથી, તમે બધાં હીયાં આવ્યાં છો તે મનેજ મલવા સારૂ આવ્યાં છો, તમે મારા પરોણાં છો, તમે મારા પોતાનાં મેહેલમાં ઉભેલાં છો, તોપણ તમે પરોણા કરતાં મારી નજરમાં વધારે છો, અને એક શખ્સ કે જેને તમો આજ ઘણાં વરસ થયાં મરણ પામેલો સમજો છો તે હું પોતે છું. હું બરજોરજી શાહાબાદવાલો પોતે છું અને આ હોરમજીનો ભાઇ તે હું પોતે છું."

હવે આપણી વાતમાં તેમજ બુઢા કેરબાદજીના નામમાં એક મોટો ફેરફાર થઇ ગયો છે, કારણકે હોરમજીનો એક ભાઇ જે વહાણમાં બેસી દરીઆની સફરે ગયો હતો પણ પછી તેનું શું થયું હતું તે કોઇને મા-લમ પડયું ન હતું. તે ભાઇ આ બુઢા કેરબાદજી પોતે હતા, અને તેવણે આટલાં વરસ કેવી રીતે ગુજાર્યા તે નીચે આપેલા હેવાલ ઉપરથી માલમ પડશે.

હવે આપણે બુઢા કેરબાદજીને તેવણનાં ખરાં નામ બરજોરજીથી

ઓલખશું. પોતાના ભાઇ હોરમજીથી તેવણ દસ વરસ વડા યાને સાઠ વરસની ઉમરે પુગેલા હતા, જ્યારે તેવણ વેપારની જણસોથી લાધેલાં વહાણ ઉપર ચઢયા ત્યારે તેવણની ઉમર ચોવીસ વરસની હતી; મુંબઇનું બારૂં છોડી વહાણ ભુમધ્ય સમુદ્ર સુધી સહીસલામત પુગું પણ ત્યાંથી આગલ ચાલતાં ચાંચીયા લોકોએ તેઓનું વહાણ પકડયું અને તેઓએ જુલમથી સઘલો માલ પોતાને હસ્તક લીધો અને વહાણ પરના સઘલા માણસોને કેદ રાખી, વહાણને તુર્કસતાન તરફ હંકાર્યું, પણ તે તરફ જતાં મોટું તોફાન થયું તેથી તે બંને વહાણો ખડક સાથે અથડી ચુરેચુરો થઇ ગયાં અને એકજ માણસ સીવાય સર્વે ડુબી મરણ પામ્યાં, અને તે બચેલો માણસ તે આપણો બરજોરજી હતો. કીનારે પુગતાં તેવણને તુરકી લોકોએ પકડી ગુલામ તરીકે વેચી નાખ્યા; થોડા વખતમાં તેવણને સરકારી હથીઆરખાનામાં નોકરી મલી, જ્યાં થોડા વખતમાં તુરકી ભાષા સારી રીતે શીખીને તે ખાતામાં એટલો તો સુધારો કરી દેખાડયો કે બીજા અમલદારોનું એવણ ઉપર ધ્યાન ખેંચાવાથી તેઓ શેહેરનાં બાદશાહ આગલ તેમને લઇ ગયા. બાદશાહે ખુશી થઇ તેવણને ગોદીના સુપરીનટેનડન્ટ બનાવ્યા, પણ ત્યાં એવો ધારો હતો કે જે લોકો મુસલમાન હોય તેઓ-નેજ ફકત એ ઓધો આપી શકાય, તેથી બરજોરજીને પોતાનો જરથોસ્તી ધર્મ છોડી દઇ ઇસ્લામી ધર્મ કબુલ કરવાની ફરજ પડી; પેહેલાંતો તેવણ મજબુતીથી વટલવાની સામે થયા, પણ તેવણને એવી હઠીલાઇને માટે તીર મારી-મારી નાખવાની ધમકી આપવાથી તેઓને ધર્મ કબુલ કરવો પડયો. બરજોરજીને જેમ જીવ પ્યારો હતો તેમ દોલત પણ પ્યારી હતી, તેમજ પોતાનું નામ કહાડવાને પણ ઘણા ખંતી હતા, તેથી તેવણને આવો રસ્તો અખત્યાર કરવાની ફરજ પડી. એમ થવાથી જોકે તેવણને એક રીતના છુટાપણા સાથે મોટો ઓધો મલ્યો હતો, તોપણ બીજા મોટા અમલદારોનો મોટો દોર એવન ઉપર ચાલતો, તેવણને પોતાનાં સગાવ્હાલા ઉપર મુંબાઇ કાગલ લખવાની સખત મનાઇ હતી અથવા શેહેર છોડવાનો પણ હુકમ હતો નહીં તેથી નાચારીથી એવો કંઇપણ જોખમ ખેડવાને બદલે એવણ પૈસો મેલવવામાં ગુંટાયા. એ મુજબ વરસો પસાર થયાં. મોટા ઓધા મેલવવા સાથ જહાબંધ દોલત એકઠી કીધી. આ વખતે તેવણે પોતાને દેશ પાછું ફરવાનો વીચાર કીધો, કારણ કે ઇસ્લામી ધર્મ-માંજ રહી મરી જવું તેવણને તદન ગમતું ન હોતું. તેવણનો વીચાર પાછો હીંદુસ્તાન આવી પોતાનો ધર્મ અખત્યાર કરવાનો હતો; સારે નસીબે પેલો પાદશાહ મરણ પામ્યો હતો, તેને બદલે બીજો બેઠો હતો, તેથી

એક દીવસે તક સાંધી તેવણુ એક વહાણવાલાને મોટી લાંચ આપી એડન જવા સારૂં વહાણ રાતને વખત તૈયાર રખાવ્યું અને રાતનાં બાર વાગે પોતાની તમામ દોલત તથા સામાન સાથે વહાણ પર ચઢી બેઠા. અને થોડા દીવસમાં એડન આવી પુગા. એડન આવતાંવાર તેવણે મુંબઇ-માનાં પોતાના એક જાણીતા સોલીસીટર ઉપર પોતાનો હેવાલ જણાવી પોતાની તમામ દોલત મુંબઇ બેંકમાં મુકવા લખી જણાવ્યું; તથા પોતા વીશેની વાત તદન છુપી રાખવાની સખ્ત ભલામણ કીધી હતી. ત્યાર પછી તેવણ મુંબઇ આવી પુગા, અને પોતાના સોલીસીટર મી૰ બેરામ-જીને મલ્યા, અને તેવણ સાથ વાતચીત કરતાં પોતાના ભાઇ હોરમજી શાહબાદમાંજ વસે છે, તેમજ તેવણના બંને બંધેવીઓ તથા તેઓની ચાર છોકરીઓ અને તેવણના મરનાર ભાઇ નવરોજીના છોકરા સોરાબ વીશેની તમામ ખબરથી વાકેફ થયા; તોપણ તેવણે પોતાનું ખરૂં નામ ફેરવીને ફેરબાદજી રાખ્યું, અને સોલીસીટરને પણ એજ નામથી બોલાવવાની ભલામણ કરી તેવણ બીજેજ દીવસે શાહબાદ ગામમાં પોતાના હોરમજી ભાઇનેજ પેહેલે મલવાને કુચ કરી. શાહબાદ આવી પુગતાં તેવણને જરા એકાએક દમનો મરજ થઇ આવવાથી રસ્તાની એક બાજુએ સુઇ ગયા હતા, અને પછી શું થયું તે વાંચનાર સારીપેઠે જાણે છે.

પાંત્રીસ વરસની લાંબી મુદત પછી પોતાના ભાઇને જીવતો પોતાની નજર સામે ઉભેલો જોઇ હોરમજીની છાતી ઉભરાઇ આવીને ખુશીના આંસુ વરસાવા લાગ્યા. તેવણે બરજોરજીને ખરા પ્યારના જોરથી કોટી કીધી કે પછી તરતજ ગુલ અને જર જેઓએ થોડી મીનીટ અગાઉ તો મગરૂરીથી ટણકા કીધા હતા તેઓ બરજોરજીની પાસે દોડી જઇ પોતાની બેહદ ખુશી બતલાવવા લાગી. ત્યારપછી આપણા મોટાશાહે તેવણુનો એક હાથ પકડ્યો અને બીજો હાથ ફરામજી ફરેલે પકડી તરેહવાર બોલોથી હવે બરજોરજીને આવકાર દેવા લાગ્યા, કારણકે જે માણુસને તેઓએ પાંચ મીનીટ અગાઉ ધીઃકારની નજરથી જોયો હતો, તેજ માણુસ આવા કીંમતી મેહેલનો ધણી અને એક દોલતમંદ શખ્સ અને વલી તેવણુનો નજદીકનો સગો માલમ પડ્યો. હવે હીરાં અને પીરોજાની વારી આવવાથી તેણીઓએ ખરી પ્રીતી સાથ પોતાના મામાને કોટી કરી. હવે બાકી રહેલામાં ફકત સુના હતી, પણ તેણી આ સઘળો વખત શું કરતી હતી? તેણી એક ખુણામાં આંસુથી ભરેલી આંખો સાથે ઉભી રહી આ નહીં ધારેલો બનાવ જોતી હતી, અને પોતાના ફુઆઓની મગરૂરી અને ઊંચા પોશાક સાથે પોતાના આ બર-જોરજી કાકાની લાયકાત અને હલકા પોશાક વચ્ચે સરખામણી કરતી

ઉભી હતી, તેવામાં બરજોરજી બોલી ઉઠયા, "શું હજુ બીજું કોઇ મને આવકાર દેનારૂં નથી ? મારી સુના કયાં છે ?" "આવી વહાલા કાકાજી, હું હાંજ છું," એમ કહી સુના એકદમ બરજોરજી આગલ દોડી ગઇ, પણ બીજાઓની માફક તેવણુને ગલે નહીં વલગતાં તેવણુને પગે પડી અને તેવણુના હાથ પોતાની આંખમાં દાબી પોતાના આંસુથી તેવણુના હાથ ભીંજવ્યા. બરજોરજીએ તેણીને પ્યાર સાથ ગોદમાં દાબી તેણીને આશીરવાદ દીધા.

બરજોરજી આ કામથી પરવાર્યા બાદ સર્વેને એક ઠેકાણે બેસવા કહ્યું અને પછી પોતાનાં વટલી જવા વીશેનો ખુલાસો કહી સંભલાવ્યો, અને હોરમજીની તથા સુનાની ખાત્રી કીધી કે અગાઉ જે બોલો તે તાપની જુમમાં બોલતો હતો તે કસાંને વાસ્તે નહીં પણ આવી રીતે મારો બાપીકો ધર્મ છોડી ખોદાનો ગુનેહગાર થયો હતો તેનેજ માટે હતું, અને તેથી સલાહને માટે દસ્તુરને બોલાવવામાં આવ્યા હતા; પણ બરજોરજીએ પોતાનો વારસ કોણને કરવો તે વીશે કંઇપણ બોલ બોલ્યા નહીં; તેવણુનાં વટલવા વીશે તેવણુ જે ફીકર કરતા તે દુર કરવાને તેવણુને સઘલાં દીલાસો દેવા લાગ્યાં, તેટલાંમાં બારણું ઉંઘડયું અને બેરાંમજી સોલીસીટર અંદર દાખલ થયા અને બરજોરજીને સલામ કરી જણાવ્યું કે આ મેહેલનાં નવા માલેક તમે છો, એ વાતની મેરવાનજી કારભારીને ખબર આપી છે અને તેઓએ બીજા તમામ નોકરોને એ ખુશ ખબર પોંહચાડી છે, એવામાં મેરવાનજીએ પોતે હાજર થઇ, નમીને સલામ કીધા બાદ જણાવ્યું કે ખાણું તૈયાર છે. એ ઉપરથી સઘલાં નીચે જવા લાગ્યાં. બરજોરજી નીચે ઉતરતા હતા ત્યારે પેલા બે નોકરો જેઓ થોડો વખત અગાઉ બારણા પછવાડે ઉભા રહી બુઢા બરજોરજીની મજાક કરતા, તેઓએ આ વખત ઘણુંજ નમીને જાંણે બીચારા કસામાં છેજ નહીં તેમ સલામ કરવા લાગ્યા, પણ બરજોરજીએ તેઓની તરફ એવી નજરે જોયું કે તેઓનાં પેટમાં જરા જીવ આવ્યો કે તેઓને તે બાબદ સર માફ કરવામાં આવ્યા છે. ખાણું ખાઇ રહેવા બાદ તેઓ સર્વે પોત પોતાની મરજી પ્રમાણે ફરવા લાગ્યા. ગુલ અને જર પેલા પીકચરવાલા ઓરડામાં દાખલ થયાં, તે પીકચરોમાં એક પીકચર કપડાંમાં લપેટીને મુકેલુ હતું, તેની ઉપર ગુલ અને જરની નજર પડી તેથી તેને ઢાંકેલું જોઇ તેમાં કેવું પીકચર હશે તે જોવાની તેઓને બહુ હોંસ પેદા થઇ, તેથી ગુલે જરને કહ્યું કે તું બારણા તરફ જોયા કર કે કોઇ આવે નહીં ને હું એને છોડી જોઉંછું, એમ કહી તેણી છોડી જુએછ તો શું કે તેમાં તો ફક્ત એક સાદું માણસનું ચીત્ર હતું, અને કંઇ જોવા લાયક હતું નહીં

ત્યારે તેને એમ લપેટીને શું કરવા રાખ્યું હશે? એવો વીચાર કરતી હતી એટલાંમાં જરે ગુલને ઇશારત કીધી; તેણીએ દરવાજા તરફ નજર કરતાં બરજોરજીને બારણા આગલથી થઇને જતાં દીઠા પણ તેવણને જોતાંજ ગુલે કપડું પાછું ઢાંકી દીધું, પણ જરે તેણીને દીલાસો દીધો કે તેવણે કંઇ આપણને જોયા નથી. વાંચનારને વખતે આ પીકચરની બાબદ નજીવી લાગશે પણ આગલ ચાલતાં તેનો ખરો ખુલાસો મલશે.

બીજે દીવસે બરજોરજી અને તેવણના સોલીસીટર એક ઓરડામાં સાથે મલ્યા. સોલીસીટરે તમામ દસતાવેજો, ખતો તથા રસીદો તેવણને હવાલે કીધી અને બાર લાખ રૂપીઆ મેહેલનાં આપ્યાની તેની નકલ પણ હવાલે કીધી; ત્યારપછી બરજોરજીએ તેવણને કહ્યું કે મેં તમારી ઉપર સોરાબને કાગલ આપી મોકલ્યો તેનું શું કીધું, અને સોરાબ હમણા ક્યાં છે? સોલીસીટરે જણાવ્યું કે તમારૂં કાગલ વાંચીને બધું પામી ગયો કે સોરાબને દુર કરવાનો એ એક ઉપાય હતો અને કાગલ વાંચ્યા બાદ સોરાબને મેં નીચે પ્રમાણે જણાવ્યું.

'મી. સોરાબજી મને ખાત્રી છે કે તમે સારી પેઠે જાણોછો કે આ કેરબાદજી તે તમારા બરજોરજી કાકા છે, તમે અજાણ્યા થવાનું ડોળ ઘાલસો તે કંઇ ચાલશે નહીં, કારણ કે એક વખત તમે તેવણને ખુરસી ઉપર ઉંઘાયલા સમજીને તેવણની પાકેટબુક છુપી રીતે ઉંગાડીને વાંચી હતી અને તેમાંથી તમારા કાકાનો ભરમ જાણી લીધો હતો, પણ તે તમારી બેઅદબી ભરેલી ચાલને તેવણે સારી રીતે જોઇ હતી તેમજ તમે એક હલકા વર્ગની સ્ત્રી સાથે છુપાં લગન કીધાં છે, તેપણ તેઓ સારી પેઠે જાણે છે પણ તમે એક નીચ અને હલકા માણસની પેઠે તમારા કાકાની છોકરી સુનાબાઇ સાથે પરણવાની જે ધીકારવા જોગ યુક્તીઓ સોધતા હતા, તેથી તમોને આવી રીતે ઘરમાંથી બહાર કહાડ્યા છે. તેવણ સારી રીતે જાણે છે, કે તમે પૈસા વગરના રખડતા થયલા શખ્સ છો, અને એ તમારી સર્વે બદનામીથી તેવણે સુનાને વાકેફ કીધી છે, જેથી સુના પણ તમારી તરફ ધીકાર નાખે છે. અને હવે પછી તમારે એક પણ કાગલ સુના પર લખવું નહીં અથવા શાહબાદ પણ જવું નહીં. તે છતાં બરજોરજી તમારા હાલ પર દયાની નજરે જોઇ તમોને મદદ કરવાને ઇચ્છે છે. તમે જે ઓરત સાથે પરણેલા છો, તે વીશે શું કરવું તે હું કહી શકતો નથી, પણ તમારે વાસ્તે તમોને મદદ કરવા દશ હજાર રૂપીઆ આપવાને મને તમારા બરજોરજી કાકા તરફથી હોકમ મલ્યો છે, તે એવી સરતે કે એનો તમારે સારો ઉપયોગ કરી તમારી હાલત તથા ચાલચલણ સુધારવી, અને તમારા

કાકા દુરથી પણ તમારી ખબર કહાડતા રહી, તમારી ચાલચલણ જો સારી હશે તો હરઘડી તમોને મદદ કીધા વગર રહેશે નહીં, નહીં તો યાદ રાખજો કે તમારૂં મોહોડું પણ જોશે નહીં," એમ કહી મેં તેવણના હાથમાં હજાર હજારના દશ નોટના કટકા ગણી આપ્યા. સોરાબ પરસેવામાં ગરકાવ થઇ ગયો હતો, તેણે મને કાલાવાલા કરી અરજ કરી કે તમોને લખી જણાવવું કે "હું હવે મારા પાપનો પસ્તાવો કરી તમો મુરબ્બીજીને પગે લાગી માફ માગુંછું અને કબુલાત આપુંછું કે હવે પછી હું મારી ચાલ સુધારશ ને તમોને ખુશી કરશ." તે મુજબ મેં તમોને લખી જણાવવાની તેને કબુલાત આપી અને તે મારૂં ઘર છોડી ગયો, પણ આ મેહેલની ખરીદીનાં કામમાં રોકાઇ જવાથી સોરાબ શું કરે છે તેની મારેથી ખબર કહડાઇ નથી તે છતાં હું જ્યારે પાછો મુંબઇ જઇશ ત્યારે તમોને તેના વીશેની ખબર કહાડીને લખી જણાવશ."

ત્રણ દીવસમાં બેરામજી સોલીસીટર મુંબઇ ગયા, અને બરજોરજીએ પોતાના ભાઇ હોરમજીને એક ઓરડામાં બોલાવી કહ્યું, "ભાઇ હોરમજી તમોને મારી આગલથી દુર કરવાને તો હું ઘણોજ દલગીર છું, પણ તમારાં ખેતરોની તપાસ રાખનારૂં બીજું કોઇ નથી તેથી હું તમોને અહીં વધારે વખત રહેવાની ઓહોંસ કરતો નથી; સુનાને હું મારી આગલજ રાખતે પણ ઘેરનું કામકાજ કોણ કરે ? અને તમોને કંઇ જોઇતું કરતું હોય તો તમોને અડચણ ખમવી પડે તેથી હું ઘણી દલગીરી સાથ તમોને જવા દઉં છું, તોપણ હું તમોને વીનંતી સાથ કહું છું કે દર આતવારે તમે તથા સુના સંવારથી હાંજ આવજો આપણે રાત બપોરનું સાથે જમશું, અને મને જરા સોહવાઇ જાય તેથી આપણા બંધેવીઓ મોટાશાહ તથા ફરેલજીને તેઓની છોકરી સાથ હાંજ એક મહીનો રહેવા દેવશ." હોરમજીએ આ માગણી ખુશી સાથ કબુલ રાખી. સાંજના સુનાને લેઇને ઘર ગયા. ઘેર આવ્યા બાદ સુનાના મનમાં આ સઘલી બીના એક સ્વપ્ના જેવી લાગી. બાગમાં ફરતાં ફરતાં તેણીને પેલા તુકારામ જોશીએ કહેલી બીના યાદ આવી પણ તેણી વીચારમાં ને વીચારમાં કંઇ સમજી શકી નહીં તેટલામાં ઝાડ આગલ કંઇ ખખડાત સાંભલ્યાથી પછવાડે ફરીને જોતાંવાર બીહને બુમ પાડવા જતી હતી પણ તેણી એક શખ્સને પોતાની આગલ ઉભેલો જોઇ મુગી ઉભી રહી ગઇ. આ શખ્સ કોઇજ નહીં પણ સોરાબ હતો. રાત અંધારી હતી તે છતાં સુનાએ સોરાબને તુરત ઓલખી કાહાડ્યો, તેનો ચેહેરો શોકાતુર દીસતો હતો, તે એકાએક સુનાને પગે પડ્યો અને ઘણોજ શોકાતુર અવાજે બોલ્યો, "ખોદાને વાસ્તે સુના મને માફ કર,

અરે ! "માફ" એ એકજ બોલ મને તારે મોહોને કહી સંભલાવ." સુનાએ જરા પાછલ હટીને જરા હીંમત સાથજ જવાબ દીધો, "સોરાબ, અગર તું માફી ચાહે છે તો હું તુને માફી બખશું છું, પણ માફી મલ્યાબાદ તું આપણી દોસ્તી પાછી ચાલુ કરવાનો ઇરાદો રાખતો હોય તો તે બનશેજ નહીં, વાસ્તે જા, હું તુને માફ કરૂં છું, પણ હવે તું વધારે વખત અહીં ઉભો ના રહે, એમ કહી સુના ત્યાંથી એકદમ ચાલી જવા લાગી, પણ સોરાબે ઘણા કાળાવાળા સાથ સુનાને થોડોવાર થોભવા અરજ કીધી, જેથી ફકત દયાને ખાતર સુના પાછી ઉભી રહી, અને કહ્યું કે, "તારી માગેલી માફ તુને બક્ષી છે અને હવે જેબી વાત તું મારી સાથ કરવા ઇચ્છતો હોય તે મારા બાપની નજર આગલ આવી કર. પણ સોરાબે તેમ કરવા ના પાડી જણાવ્યું કે હોરમજીને મોહોડું દેખાડવા તે ઇચ્છતો નથી. સુનાએ કહ્યું, "જ્યારે એમ છે તો તેવણુની છોકરી સાથે આવો દગો કીધા પછી તેણીને તારૂં મોહોડું દેખાડવા કેમ ગમે છે? તે છતાં તારે શું કહેવું છે તે ટુકમાં કહી દે, પણ યાદ રાખજે દોસ્તી વીશેની અથવા બીજી તેને લગતી આડી અવલી વાત કરશે તો હું ઉભી રહેનાર નથી." સોરાબે એક હાય મારી કહ્યું, "અરે! ત્યારે કંઇ આશા રહી નહીં. સુના, ત્યારે અગાઉથીજ તું મને જુઠા પ્યારથી ચાહતી હોવી જોઇએ. તે વખત મને તે પૈસાવાલો સમજી ફકત તે પૈસાને ખાતરજ મને ચાહ્યો હશે, પણ હવે મારી આવી હાલતમાં મને છોડવા માંગે છે." આ બોલોથી સુનાને ગુસ્સો તેમજ રડવું આવ્યું. તેણીએ ગુસ્સાથીજ જવાબ આપ્યો, "બેશરમ સોરાબ, તું સામો મનેજ ઠપકો આપે છે? પણ તું તારી બેઅદબી તરફ જોતો નથી કે એક ઓરતની સાથે છુપાં લગન, કરી તેણીનો પૈસો ઉડાવી તેણીને નીરાધાર હાલતમાં મુકી તું મારા જેવી એક નીરદોશ છોડીને પણ ફસાવવા ત્યાં સુધી આવ્યો, તે માણુસને હું કેવી રીતે ચાહું? અલબતાં હાલ તો હું તુંને ચાહવાને બદલે ધીઃકારૂં છું, પણ તારી ઉપરનાં મારા આગલા પ્યાર વીશે તો હું કે મારો ખોદાજ જાણેછે, વાસ્તે તું તારે રસ્તે હવે ચાલ્યો જા, અને તારૂં ભલું ચાહતો હોય તો સારો રસ્તો પકડી મારો ખ્યાલ છોડજે, તારેજ લીધે મેં એક ગરીબ છોકરાને દુઃખી કરી દેશનીકાલ કીધો છે, હાલમાં તે મારી ઉપર હાય મારતો વેરાંન જંગલનાં દુઃખો વેઠે છે, વાસ્તે છેલી સલામ.!" એમ કહી તેણી એકદમ ઘરમાં ચાલી ગઇ.

— — —

# પ્રકરણ ૭ મું.

## મોટાશાહ અને ફ્રેલજી વચ્ચેની ઠંડે પોહોરની વાતચીત.

ઉપલા બનાવને એક મહીનો થઇ ગયો હતો, તે દરમ્યાન હોરમજી તથા સુના દર આતવારે બરજોરજીનાં મેહેલની મુલાકાત લેતાં અને કોઇ દહાડો બરજોરજી પોતાનાં બંધેવીઓ સાથ ગાડી જોડાવી હોરમજીને ઘેર જતા. મોટાશાહ, ફ્રેલજી અને તેની છોકરીઓ, બરજોરજી તેમજ હોરમજી અને સુના સાથ બેહદ સભ્યતાથી ચાલતાં, તોપણ સુના ફક્ત હીરાં અને શીરીજા સાથેજ વધારે મીલનસાર થતી હતી અને બરજોરજી તો બધાંને મુકી ફક્ત હોરમજી તરફજ પોતાનો ચાહ બતાવતા, અને તે ખુદરતીજ હતું. ઉપર જણાવ્યા પ્રમાણે મહીનો પુરો થયો હતો અને મોટાશાહ તથા ફ્રેલજીનો પોતાને વતન જવાનો ઘણો વખત હતો તેવે સમે એક દીવસ સવારનાં મોટાશાહ અને ફ્રેલજી એકલા બાગમાં સાથે ફરતાં ફરતાં પોતપોતામાં વાતચીત કરતા અને મેહેલમાંથી બહાર નીકલતી વખતે બરજોરજીને છોકરીઓ સાથે વાતમાં ગુઠાયલા જોયા હતા, તેથી તેઓ જરા નીરાંતે નીચે પ્રમાણે વાત કરવા લાગ્યા.

પેહેલાં મોટાશાહે ફ્રેલજીને કહ્યું, "હવેતો આપણો મુંબાઇ જવાનો વખત નજદીક આવ્યો છે અને બુઢો તો કાંઇ ભસી મરતો નથી."

ફ્રેલજીએ જવાબ દીધો, "પણ હું ધારૂંચ કે આપણાં જવા અગાઉ એ કહેશે ખરો, કંઇ નહીં તો એટલુંબી આપણને જણાવશે કે 'તમોને વસીયત કરતી વખતે હું ભુલી જવશ નહીં.'—ને બીજું એ કે બુઢાને છાતીનું દરદ છે એટલે થોડા વખતમાં ધપી જશે." પણ મોટાશાહે પુછ્યું, કે "વસીયત વીશે એ આપણને કહેશે એ તું શા ઉપરથી કહે છે." ફ્રેલજીએ જવાબ આપ્યો, "ગઇ કાલે મારા કામકાજ અને મારી હાલત વીશે એ બુઢો મને પુછતો હતો તે ઉપરથી" મોટાશાહ બોલ્યા, "લે, ત્યારે મને પણ એમજ પુછ્યું હતું પણ આપણે તો એટલી બધી નમનતાઇ બતાવી ને એટલાતો ઘરૂં પરૂં થઇ ગયા કે બુઢાનાં મન પર સારી અસર થઇ. મેં તો મારી બાયડીનોજ વાંક કહાડયો, કે મરનાર તમારાં બેહેન ઘણાં ખરચાલુ હતાં, તેથી હું ખુવાર થઇ ગયો, ને ફ્રેલ તું માનશે કે તે વખતે મેં તો તાંણી તોડીને આંખમાંથી એક આંસુંબી પાડયું. હા, હા, હા, આપણે તો એ બુઢાં ખચ્ચરને ઠીક બનાવ્યો છે." "ખરેખર યાર" ફ્રેલજીએ ટેકો આપ્યો, "મેં પણ મારી મરનાર બાયડી ઉપરજ ઘોલ્યું છે પણ તારી માફક કંઇ જરા આંસું

પાડયું હતે તો ઠીક થતે, તોપણ બંદા સરત બકેચ કે મોટાશાહના જેટલોજ વારસો આ ફ્રેલજી સેવકને પણ મલશે.” “ તેમાં કંઇ શક નહીં,” મોટાશાહ બોલ્યા, “ પણ બુઢાએ મારી આગલ પોતાની દોલતનો ઇશારો કીધો છે તે ઉપરથી માલમ પડે છે કે આ મેહેલ તથા સઘલી મીલકત ઉપરાંત બુઢા પાસે રોકડ વીસ લાખ રૂપીઆનો દમ છે, ત્યારે આપણે હાલ એક વીચાર કસ્યે કે આપણુને કેટલું કેટલું મલશે, અને હું મારે વાસ્તે તો હીંમતથી કહુંછું કે બુઢે મીયાંની વડી બેહેનનાં ધણી તરીકે મને આ મેહેલ અને બગીચા સાથની બધી મીલકત આપી દેશે, અને તે ઉપરાંત મારી છોકરીઓને પરણાવવાની રીત દાખલ પાંચેક લાખ રૂપીઆ રોકડા આપવાને તે વાજબી ધાર્યા વગર રહેશે નહીં. પછી આપણા ફ્રેલજીએ પોતાનો વીચાર જણાવ્યો કે, “ જો તેમ તમોને મલે તો રોકડા દશ લાખ રૂપીઆ મને મલશેજ મલશે, એમાં કંઇ શક નહીં, અને હવે બાકી રહેલા પાંચ લાખ રૂપીઆ પેલા ખેડુત અને તેની છોકરીને માટે બસ છે, પણ પેલાં ઝાડ આગલ ખખડાત શું થાય છે વારૂં ?” મોટાશાહે કહ્યું, “ કંઇ નથી, એ તો પવનથી ઝાડ હીલે છે તેનો અવાજ આવતો હશે. પણ હું શું કહેતો હતો વારૂં ! હા, બુઢો ગમે તેવો છે પણ બરો પકો ને અનુભવી માણસ છે હો.” “ અરે ! જમાનાનો ચોર” ફ્રેલજી ખડખડ હસીને બોલ્યા, “ એના અનુભવનુ પુછવું શું કે પૈસાની લાલચે તો મુસલમાન થતાંવાર નહીં લગાડી ને વલી ચોરની માફક નાહાસી આવીને વલી પાછો પારસીબી થયો, પણ આપણુનેબી હાલ દલ્લો મેલવવા સાથજ દરકાર છે, બધી વાત નાખી દેવોને, મારી તો ખાત્રીજ છે કે બુઢો એટલોતો વીચાર કરશે કે પોતાનો ભાઇ એક ખેડુત છે એટલે તેને કંઇ એટલો ખર્ચ કરવો પડતો નથી ને વલી પોતાની જાગીરમાંથી તેને પણ સારૂં પેદા કીધું છે એટલે તેનેતો બનતાં સુધી ટુકમાંજ પતાવશે: પણ હા, યાર મને તો યાદજ નહીં, આપણે પેલા સોરાબને તો ભુલીજ ગયા.” મોટાશાહે તરતજ જવાબ આપ્યો, “ અરે, છટ, છટ, તેનોતો મેં આગલથીજ ઘાટ ઘડી રાખ્યો છે, પણ તમે એટલું નહીં સમઝ્’તા કે જો સોરાબ વીશે બુઢાના સારા વીચાર હતે તો આ વખતે તેને બોલાવ્યા વગર રહેતે ? પણ બુઢાને તેની ચાલ વીશે બધી ખબર મલીછે ને વલી તેમાં આપણે વધારે મરચાં વાટવામાં બાકી રાખ્યું નથી, પણ મને એક મોટી ફીકર એટલીજછે કે વખતે વસીયત કર્યા વગર એકા એક બુઢે મીયાં ધપી બપી ગયાતો, પછી આપણા બાર વાગવાના; કારણ કે કાયદા પ્રમાણે તો એવણુના વારસ તરીકે એવણુના વડા ભાઇના છોકરા સોરાબનેજ કરી લેવો જોઇએ અને તેથી તેનો વારસા ઉપર હક સાબેત

થાય, એટલે આપણે તો રખડી પડયે વાસ્તે એનો રસ્તો એકજ છે કે આપણે બુઢા સાથે જ્યારે એકલા હોઇએ ત્યારે એને જરા લાંબો ટુકો કરી વસીયત કરવા કંઇ રીતે ચેતવણી આપી સમજાવ્યે. હાલ તો મેહેલમાંજ ચાલો તે લોકો વાટ જોતાં હશે." એમ કહી તેઓ અંદર ગયા પણ છોકરીઓ આગળ બરજોરજીને દીઠા નહીં તેથી તેઓનાં હાંજાં જરા ગગડવા લાગ્યાં, પણ તેટલામાં બરજોરજી પોતેજ આવી લાગા અને દરગુજર ચાહી ખુલાસો કીધો કે તેવણ જરા બેચાર કાગળ લખવામાં રોકાયલા હતા. આથી પેલા બંધે જણાઓને જરા તાહાડક વળી, બપોરનું ખાણું ખાઇ રહેવા બાદ સર્વે છોકરીઓ ભરત કામમાં ગુંટાઇ હતી તેવે વખતે બરજોરજીએ પોતાના બંધે બંનેવીઓને પાસેના ઓરડામાં ચોકસ બાબદ વીશે સલાહ લેવા જણાવી ત્યાં આવવાની તેઓને અરજ કીધી. તેઓએ એક નજદીકના સગા તરીકે તેમજ ખરાં જીગરના દોસ્ત તરીકે સલાહ આપવાને પોતાની મરજી દેખાડી તેની પાછળ ગયા, પણ જતાં જતાં તેઓએ પોતા વચ્ચે આંખોની ઇશારત ચલાવી અને ફ્રૃરેલજીએ તો એટલાંવેર હીંમત ચલાવી કે તેવણની પછવાડેથી તરેહવાર હાથના ને મોહોડાંના ચાલા કરવા લાગ્યા. તે જોઇ મોટાશાહ બીધા કે ઓરડામાં સામેજ આરસી ટાંગેલી હતી તેમાં તેવણે આ બધા ચાલા જોયા હશે. બરજોરજીએ તેઓને બેસવા કહી તેઓની સામે એક ખુરસી ઉપર પોતે બેઠા અને ઘણીજ ગંભીરતાથી કહ્યું, કે આ એક મહીનાની ટુક મુદતમાં મેં તમારી સર્વે રીતભાત, તમારો સ્વભાવ અને મારી ઉપરનું તમારૂં હેત એ સર્વે તપાસ્યું છે અને તે સર્વે મને એટલાંતો પસંદ છે કે હું કંઇ કહી શકતો નથી, ટુકંમાં હું તમારે વીશે ઘણા સારા વીચાર બાંધું છું અને તેટલાજ કારણસર તમારી નેક સલાહ લેવા માગું છું." મોટાશાહ એટલામાં બોલી ઉઠયા, "મારા પ્યારા દોસ્તદાર બરજોરજી તમારાં આજના બોલવાથી અને મારી વખાણ ગાયાથી હું મગરૂર છું, અને તમારે વાસ્તે મને એટલુંતો લાગેચ કે તમારા પગ ધોઇને પીવું તોબી થોડું છે એમ કહી જાણે આસું નુંછતા હોય તેમ મોટાશાહે પોતાની આંખ ઉપર રૂમાલ ફેરવ્યો, ને ફ્રૃરેલજીતો તરતજ બરજોરજીને પગે પડ્યા અને કહ્યું, અરે! મનેતો ખરેખર રડવુંજ આવે છે. હું કસમ ખાઇને કહું છું બરજોરજી કે તમારે ખાતર આગ અથવા રેલની પણ દરકાર કર્યા વગર હું તેમાંથી પસાર થાંઉ."

બરજોરજીએ કહ્યું, "હા, મારા દોસ્તો હું સઘળું સમજું છું એટલે બસ છે, પણ તમે જાણો છો કે મને છાતીનું દરદ છે"—એટલું બોલે તેટલા

તો આપણા ફ્રેલજી જાણે નાટકના તખતાપર ખેલ કરતા હોય તેમ મોટે અવાજે રડવાજ પડ્યા, કે "અરે! આ તમારા બોલો મારેથી કેમ ખમાય, અરે! બીચારા કેવા હેરાન થતા હશે, એ ખોદા! તું મારા બરજોરજીને તનદરોસ્તી બખશ, ને એની ઉમર જ્યાદે કર!" (પણ તેવણ મનમાં તો બોલતા હતા કે જલદીથી કાસર પતી જાય તો કંઇ દહાડો ફરે.) બરજોરજીએ પછી પોતાનું બોલવું શરૂ કીધું કે, "ત્યારે હવે મારી જીંદગીનો ભરૂસો નથી તેથી મારો વીચાર વસીયત કરી મારી દોલત જેઓ તે મેલવવાને લાયક છે તેઓને હું આપી જવાનો ઇરાદો રાખું છું અને તે સબબથી હું તમોને પુછવા માંગુંછું કે પેલા સોરાબ વીશે તમો શું વીચાર ધરાવો છો? એના જવાબમાં મોટાશાહ બોલ્યા 'અરે સાહેબ તે તો એક હરરતો જુગારી ને લુચ્ચો છે. લોકોને ઠગીને પોતાનું પુરૂં કરેચ, આપણા ફ્રેલજીબી સારી રીતે તેની ચાલ જાણે છે, હમે તો તેને ઘણો સમજાવ્યો, પૈસાની મદદ કીધી પણ બધું ખાઇ ગયો ને સુધરતોજ નથી." બરજોરજીએ આ સાંભલીને કહ્યું, "તમો કહો છો તે ખરી વાત છે પણ હાલમાં મારી ઉપર મારા સોલીસીટરનું કાગલ આવ્યું છે તેમાં તે જણાવે છે કે મેં તેને જે દશ હજાર રૂપ્યાની મદદ કીધી છે તેનો તે વેપાર કરે છે અને પોતાની ચાલ સુધારી રાત ને દીવસ મેહેનત કરી પ્રમાણીકપણે પોતાનું ગુજરાન ચલાવે છે, અને બીજું એણે જે ઓરત સાથે છુપાં લગન કીધા હતા તે થોડા દીવસ થયા મરણ પામી છે," તેથી તેને હું તદન ભુલી જવાને બદલે થોડી ઘણી મદદ કરવા ચાહું છું." ફ્રેલજીએ ઠાવકે ચેહેરે ટેકો આપ્યો, "હા, સાહેબ, તમે બરાબર કહો છો, ને વલી મારા એક સગાનું ભલું જોઇને હું ખુશી મારો ખોદા ખુશી, પણ હું ધારૂંચ કે તેને માટે પચીશ ત્રીસ હજાર રૂપ્યા બસ થાશે." બરજોરજીએ કહ્યું, બસ, બસ, ત્રીસ હજાર ઘણાં છે, તેને વધારે લાલચ આપ્યાથી તે ઉલટો બગડા જશે. ત્યારે હવે સોરાબનું તો નકી થયું. હવે મારો ભાઇ હોરમજી છે, "હા, તેવણ તો ખરા લાયકીવાલા ગ્રહસ્થ છે," મોટાશાહે કહ્યું, "તેવણ પાસે પણ આજે સારી પુંજી છે." ફ્રલજીએ તેવણને ટેકો આપ્યો. "હોરમજીના જેવા સાદા માણસ થોડાજ હશે, પણ ખેતીવાડી જેવો સુખી અને થોડા ખરચવાલો મોટાશાહને કહું જે કોઇ ધંધોજ નથી જો, તે વાસ્તે એવા સાદા અને અમીરી ખવાસના માણસને મોટા ખરચના રસ્તા દેખાડવા એ ઘણું ગુનાહનું કામ છે, અને ડાહાપણ ભરેલું તો એજ છે કે એવણ બીચારાને થોડાએક એકર જમીન ખેતીને સારૂં આપવીને તેવણની છોકરી સુનાને પરણાવવા સારૂં પચાસ સાઠ હજાર રૂપ્યા આપી તેવણને ખુશી

કરવા અને હું ખાતરીથી કહું છું કે તેવણુને અથવા સુનાને દૌલતનો જા-હાઝો શોખ છેજ નહીં. મોટાશાહે કહ્યું. "આ મારા ફરેલજીએ આજે સલાહ આપી છે તે ખરેખર ડાહાપણ ભરેલી છે એમાં કાંઇ શક નહીં." તેઓની આ કીમતી અને આપમતલબી સલાહ સાંભલી લેઇ, બરજોર-જીએ તેઓને કહ્યું, "તમે આજે મને ઘણીજ બીનસ્વાર્થી અને રાસ્ત સલાહ આપી છે તેને માટે હું તમારો ઉપકાર માનુ છું, અને હવે તમો વીશે હું શું કહીશ તે તમો સમજી લેજો ને તે તમોને મારાં વસીયત નામા પરથીજ માલમ પડશે તેટલો વખત તમે નચીનતાઇમાં રહેજો, વાસ્તે હવે તમોને તમારા વેપાર ધંધામાં ખલલ પડે નહીં તેથી તમોને મુંબઇ જવાની હું રજા આપું છું." મોટાશાહ અને ફરેલજી એ બંનેએ ઉઠી બરજોરજીને ઘણાં જોરથી કોટી કીધી, તેમાં ફરેલજી તો ફરીથી ફોક મુકીને દસકાં ખાવા લાગ્યા. તેઓ બંને જણા ઓરડાની બહાર ગયા કે બરજોરજીએ બારણાં અંદરથી બંધ કીધાં તે જોઇ ફરેલજી ને મોટાશાહ ચાલતાં ચાલતાં બુઢાની તરેહવાર હસી કરવા લાગ્યા, પણ કમબખતો જાણતા નહીં હતા કે બુઢાજી તો બારણાની ફાટમાંથી ચીમાઇને તેઓનો સઘલો તમાસો જોતા હતા.

---

## પ્રકરણ ૮ મું.

### બરજોરજીનું વસીયતનામું.

બાગે બેહેસ્ત જેવા એક મોટા મેહેલનું સર્વે કાંમકાજ અને ગોઠવ-ણોની દેખરેખ રાખતાં બરજોરજી થાકી ગયા હતા, તેવણુને આવા મોટા મેહેલમાં રહીને મોટી જંજાલમાં પડવાને બદલે આ વખતે પોતાનાં ભાઇનું સુખી ઘર વધારે પસંદ પડતું હતું તેથી પોતાનાં બંધેવી અને તેઓની છોકરીનાં જવા બાદ તેવણ પોતાના કારભારીને મેહેલ સોંપીને પોતે હોરમજીને ઘેર એક અઠવાડયું ગુજારવા ગયા. જ્યારે તેવણુ સુનાને લેઇ બાગમાં ફરવા નીકલ્યા ત્યારે તેણીને આગલા દીવસ યાદ આવ્યા કે જે શખ્સને એક પારકો સમજી ઘેરમાં લાવી હતી અને તેની સારવાર કીધી હતી તેજ માણુસને આજે પોતાનાં એક મોટા દૌલતમંદ કાકા તરીકે સમજીને હું તેમની સાથે ફરીશ એવું મારા ખુવાબમાં પણુ ન હોતું; તેજ પ્રમાણે હોરમજીએ પણ પોતાનાં એક વહાલા ભાઇની સાથે બેસી ખાંણું લેતાં જોઇ પોતાનો બેહદ હરખ બતાવ્યો, એ પ્રમાણે એક અઠવાડયું વીતી ગયું અને બરજોરજી પોતાને મેહેલ પાછા ગયા,

કારણકે તેવણુનો સોલીસીટર તે દીવસે મુંબાઇથી આવનાર હતો. સોલીસીટરનાં આવવા પછી જ્યારે બરજોરજી સાથે મુલાકાત થઇ ત્યારે તેવણે તેને પેહેલો સવાલ સોરાબ વીશે પુછયો કે તે કેમ ચાલે છે? તેના જવાબમાં સોલીસીટરે જણાવ્યું કે હાલમાં તેનો વેપાર સારો ચાલે છે ને હમણાં તો એક મોટી પેહેડીનો ભાગ્યો થયો છે ને સર્વે રીતે સુધરી ગયો છે; અને એની જે બાયડી હતી તે થોડા દીવસ માંદગી ભોગવી મરણ પાંમી છે. આવી ખુશ ખબર સાંભલી બરજોરજીને જરા સંતોશ ઉપજ્યો અને પછી વાત ફેરવીને સોલીસીટરનું ધ્યાન પોતાની બાબદ ઉપર ખેંચીને કહ્યું, "તમે જાણોછો કે મારાં ખરાબ દરદને લીધે મારી જીંદગીનો ભરૂસો નથી અને તમારી મેહેરબાંનીથી હું મારાં બધાં હૈયાત સગાંઓને મલ્યો છું એટલુંજ નહીં પણ તેઓનાં સર્વેનાં ગુણોની મેં અછી પરીક્ષા કરી લીધી છે તેથી આજે મારો એવો વીચાર છે કે તમારેજ હાથે હું મારૂં વસીયત નામું લખાવી તૈયાર રાખું." સોલીસીટરે પોતાની ખુશી જણાવી. ખડીઓ કલમ તથા કાગલ લેઇ ખુરસી ખેંચી ટેબલ આગલ બેઠા, અને તેવણની સામેજ બરજોરજી પણ ખુરસી લઇ બેઠા અને નીચે પ્રમાણે સોલીસીટરને લખવાનું શરૂ કીધું :—

"મારા બંધેવીઓ મનચેરજી મોટાશાહ અને ફરામજી ફરેલજીને વાસ્તે મને દલગીરી સાથ જણાવવાની ફરજ પડે છે કે તેઓ બંનેને આ વસીયતનામાંની રૂહે કંઇ પણ વારસો મેલવવાના હકથી બાતલ કરૂંછું, તેઓને મારી દોલત અથવા મીલકતમાંથી કંઇ પણ ભાગ આપવાની મારી તદન ખુશી નથી; તેનું કારણ એ જે તેઓ બંને ઉડાઉ, મોજ શોખનેજ આધીન થયલા, મગરૂરીથી ફુલાઇ ગયલા, આપમતલબી અને ઘાતકી દીલના માણસો છે અને તેવાજ ગુણોની તરબીયત તેઓની છોકરીઓને આપી તેઓને પણ મગરૂર બનાવી છે, તોપણ મારે એટલું કહેવું જોઇયે કે ફરેલજીની છોકરીઓ હીરાં અને પીરોજા તે મોટાશાહની ગુલ અને જર કરતાં સો દરજ્જે સારા ગુણોવાલી અને અસીલ છોકરીઓ છે, અને તેનું કારણ બાપના ગુણો નહીં પણ સારી મંડલીઓમાં ફરી સારી સોબત રાખવાથી છે. મોટાશાહ અને ફરેલજીની રીતભાતનો સારો અનુભવ મેલવવાનો મેં ઠરાવ કીધો તેથી તે લોકોની દરેક હીલચાલ ઉપર હું નજર રાખતો, જ્યારે તેઓ એમ સમજતાં કે હું ઓરડામાં કામે રોકાયલો છું અથવા હું ભર ઉંઘમાં પડેલો છું અથવા હું હાજર નથી, ત્યારે હું તે લોકોની સઘલી વાત કાન દઇને સાંભલતો; તેઓએ એક વખત મારે વાસ્તે બાગમાં બેસી ઘણા નાલાયક અને નીંદા ભરેલા શબ્દો વાપર્યા હતા

તોપણ મેં છુપી રીતે સાંભળ્યા હતા. જ્યારે એ લોકોની તે વખતની વાતચીત ઉપરથીજ મેં વસીયત નામાં વીશે જાણી જોઇને અજાણ્યા થઇ સલાહ લેવા બોલાવ્યા હતા ત્યારે મારા મોહોના પર જુઠા ઢોંગથી રડવા કુટવા મંડી ગયા ને આપમતલબ ભરેલી સલાહ આપી, ઓરડાની બહાર જતાં મશકેરી કરી મારા તરેહવાર ચાલા કરવા લાગ્યા, તે સર્વ મેં બારણાની ફાટમાંથી જોયું હતું એટલા ઉપરથી એઓને મારી દોલત કે મીલકતનો કાંઇ પણ ભાગ આપતો નથી ને તદન નાલાયક ઠરેલાઓને આ વસીયતનામામાંથી એઓના નામ બાતલ કરૂંછું.

મોટાશાહની છોકરીઓ ગુલ અને જરની ચાલચલણ પણ ઠપકાને લાયક છે કારણ કે તેઓ ઘણી મગરૂર છે તોપણ તેઓ નાદાન છે તેમજ એવોને સારી કેલવણી નહીં આપવામાં તેઓના બાપની ભુલ હતી, તેઓ ઉપર મને દયા આવે છે જેમ એક ઘાસના તણખાં ઉરાડ્યાથી માલમ પડે છે કે પવન કંઇ બાજુએ ફુંકે છે તેજ પ્રમાણે નજીવી ચીજો ઉપરથી એક માણસનો ખવાસ પણ સહેલાઇથી પરખાઇ શકાય છે અને એજ ધોરણ ઉપર મેં ગુલ અને જરના ખવાસનું તોલ કીધું હતું, તે એવી રીતે કે એક નકામાં જેવાં પીકચરને મેં એક લુગડાંથી લપેટીને મુક્યું હતું કે કોઇ તેને જોય નહીં પણ મારી ગેરહાજરી સમજી તે છોકરીઓએ તે લુંગડું ખસેડીને જોવાની નીચ હીંમત ચલાવી હતી, મારા મોહના ઉપર તેઓ તાબેદાર થઇ રહેતી પણ મારી પીઠ પછવાડે તેઓ મારી હસી કરતી હતી તોપણ તેઓની નાદાન વય તરફ જોઇ દયાને ખાતર તેઓ દરેકને પચાસ પચાસ હજાર મળી એ બંને છોકરીઓ માટે કુલે એક લાખ રૂપયા વંસીયતનામાંની રૂહે હું આપવા કબુલ કરૂં છું.

ફરેલજીની બંને છોકરીઓ હીરાં અને પીરોજાને ઠપકો આપ્યાને બદલે મને તેઓ ઉપર વધારે દયા આવે છે, કારણ કે તેઓ ઘણીજ અ-સીલ અને ખુબીવંતી છોકરીઓ છે અને આગળ ચાલતાં એઓ સુખી થશે, તેઓ દરેકને માટે હું એક એક લાખ રૂપયા મળી બે લાખ રૂપીઆ વસીયતનામાંની રૂહે આપવા કબુલ કરૂં છું અને એ ચારે છોકરીઓને ભાગના રૂપીઆ બેંકમાં મુકવા અને તેઓના બાપની હૈયાતી સુધી ફક્ત તેનું વ્યાજ તે લોકોને મળે અને મુદ્દલ ઉપર તે લોકોના બાપનો કંઇ પણ હક કે દાવો લાગુ પડે નહીં.

મારા ભત્રીજા સોરાબ વીશે પણ કેહેતાં મને ઘણી દલગીરી લાગેછે કે જો એ સારી ચાલનો નીવડતે તો સૌ કરતાં હું એના લાભમાં વધારે કરતે અને એને મારા વડા ભાઈના એક પુરા દીકરા તરીકે મારો પોતાનો

વારસ બનાવતે પણ તે એનીજ બદ ચાલથી સૌ ભાગી પડયું વાસ્તે હું આશા રાખુંચ કે એ આગળ ચાલતાં પોતાની ચાલ સુધારશે; એને હું પચાસ હજાર રૂપીઆ આપવા કબુલ કરૂં છું.

હવે મારા ભાઇ હોરમજી વીશે કેહેતાં મને અતી ઘણો હરખ ઉપજેછે કે તેને દુન્યાના માણસો ચાહ્યા વગર રહેશે નહીં, અને મારી ભત્રીજી સુના વીશે તો હું ખાસ બે બોલ બોલવાજ માગું છું; જ્યારે હું માંદો પડયો ત્યારે મારી સારવાર કીધી એટલુંજ નહીં પણ મારા દુઃખથી પાજી થયલા મીજાજને ઘણાજ મીઠા સ્વભાવથી સાચવી લીધો હતો. મેં તેણીને કીંમતી હીરાની જણસો આપવાની લાલચ દેખાડી પણ તેણીએ ના કબુલ રાખી પોતાનું સાદાપણું સાબેત કરી આપ્યું, અને ટુકમાં એવી તારીફ લાયક ખુબીવાળી ભત્રીજીને માટે હું મગરૂર છું; તેટલા માટે આ વસીયતનામાની રૂહે મારા ભાઇ હોરમજીને હું પાંચ લાખ રૂપીઆ આપુછું, જે રકમ તેવણની કજા બાદ તેવણની છોકરી સુનાનેજ મળે, અને સુનાને આ મારો બાગેબેહેસ્તનો મેહેલ તેની સાથનો તમામ બગીચો અને તેની આસપાસની તમામ જમીન અને બીજી મીલકતો હું આપું છું તે ઉપરાંત સુનાને સોલ લાખ રૂપયા આપવા કબુલ કરૂં છું અને એ સર્વે ઉપર સુના સીવાય બીજા કોઇને હક કે દાવો ચાલે નહીં, અને હું મારા ભાઇ હોરમજીને અને સુનાને સખ્ત ભલામણ સાથ મના કરૂં છું કે તેઓનાં હમેશના ભોલા દીલથી અથવા દયાળુ લાગણીથી પોતાને મળેલા હીસ્સામાંથી એક પૈ પણ કોઇ સગા કે વહાલાને આપવી નહીં; અને સુનાને આ મારી છેલ્લી અરજ કરી જાઉં છું કે તેણી જ્યાં સુધી એકવીશ વરસની ઉમરે પોંહોચે ત્યાં સુધી કોઈ સાથે પોતાના લગનના ગાંઠ જોડે નહીં અને મારી પુરતી ખાતરી છે કે સુના મારી એટલી અરજ પ્રમાણેજ ચાલશે, અને આ વસીયતનામાંની બજાવની કરવાનો હક હું મારા ભાઇ હોરમજીને સોંપુછું.

વસીયત નામાનાં વારસાનો કોઠો.

| | | | |
|---|---|---|---|
| ગુલ અને જરને ................. | રૂપીઆ | ૧,૦૦,૦૦૦ | એક લાખ. |
| હીરાં અને પીરોજાને ............ | ,, | ૨,૦૦,૦૦૦ | બે લાખ. |
| સોરાબને ...................... | ,, | ૫૦,૦૦૦ | પચાસ હજાર. |
| હોરમજી શાહબાદવાલાને............ | ,, | ૫,૦૦,૦૦૦ | પાંચ લાખ. |
| સુના યાને ગુલેશાહબાદને રોકડા ... | ,, | ૧૬,૦૦,૦૦૦ | સોલ લાખ. |
| બાગે બેહસ્તનો મેહલ, બગીચો તથા તમામ મીલકત જેની ખરીદીની કીંમત ........................ | ,, | ૧૨,૦૦,૦૦૦ | બાર લાખ. |

જુમલે રૂ૦ ૩૬,૫૦,૦૦૦ છતરીસ લાખ અને પચાસ હજાર.

આ પ્રમાંણે બેરામજી સોલીસીટરે વસીયતનામું તૈયાર કીધું અને થોડા દીવસ પછી ગામનાં સારા આબરૂદાર શખ્સોની સાક્ષી દાખલ સહી સાખ લીધી. છેલ્લે બરજોરજી શાહબાદવાલાએ પોતાની સહી કરી વસીયતનામું પાકું કીધું, ને એ બાબદ સર્વેથી છુપી રાખવાની ભલામણ કીધી ને બેરાંમજી સોલીસીટરને પાછા મુંબઇ જવાની રજા આપી.

---

## પ્રકરણ ૯ મું.

### સીલ કીધેલું પાકેટ અને મોહોતનું બીછાંનું.

વસીયત કીધા પછી બરજોરજીએ પોતાનાં ભાઇ હોરમજી તથા સુનાને પોતાને ત્યાં બોલાવી થોડા દીવસ રહેવા કહ્યું, તેથી તેઓ હાલ મેહેલમાં આવી રહ્યાં હતાં. એક દીવસે બરજોરજીએ હોરમજીને વસીયત નામાની બધી વાત કહી સંભળાવી. ને તે વસીયતનામું તેવણને સવાધીન કીધું અને તેમાં લખેલી બાબદમાં જરા પણ ફેરફાર કરાવવાનું નહીં બોલવાને હોરમજીને અરજ કીધી કે જે લખ્યું છે તે પોતાની રાજી ખુશીનું લખ્યું છે વાસ્તે તેમાં જરા પણ ફેરફાર થશે નહીં. વસીયતની વીગત જાણી હોરમજીની અજાયબીનો પાર રહ્યો નહીં અને પોતાનાં ભાઇનો પુરતો ઉપકાર માની શક્યા નહીં. થોડા દીવસ બાદ જ્યારે તેવણે સુનાને એ બાબદનો ફરતાં ફરતાં ખુલાસો કીધો ત્યારે તેણી પણ •અચરતીમાં ગીરફતાર થઇ અને પોતાનાં કાકાને કહેવા લાગી કે "વહાલા કાકાજી તમે મને બેહદ નવાજી છે પણ એ બધું હું એટલા માટે ના કબુલ રાખું છું કે એવી મોટી દોલત સાથે મારે માથે મોટી જંજાલો પણ આવી પડશે. તેના કરતાં બેહેતર કે મને મારી મધયમ અને બેફીકરી સ્થીતીમાંજ રહેવા દેવો." બરજોરજીએ તેણીને ઘણાં પ્યારથી જવાબ દીધો, "નહીં દીકરી, દોલતનો સારો ઉપયોગ કરવામાં આવે તો સર્વે જંજાલો દુર થાય છે, ગરીબોને મદદ કરવામાં, ભુખ્યાંને ભુખ અને દુ:ખ્યાનું દુ:ખ તાલવામાં, ટુકમાં જ્યાં સારા કામમાં પૈસાની મદદ હોય ત્યાં આપવામાં દોલતનો સારો ઉપયોગ થયલો ગણાય છે, અને જંજાલીયત અને ફીકરોને બદલે અંતઃકરણનું સુખ હાંસલ થાય છે વાસ્તે હવે તું એ દોલત ખુશીથી કબુલ રાખ અને મારી બીજી એક અરજ છે કે આ એક મારાં સીલ સાથનું પાકેટ છે તે તુને આપું છું તે જ્યારે તુને એકવીસમું વરસ બેસે ત્યારેજ એ ઉખેડીને વાંચજે ત્યાંસુધી તારે એ ઉખેડવું નહીં તેમજ એ વીશે તારા બાપ આગલ પણ વાત કરવી

નહીં." સુનાએ દીલોજાનથી તે પ્રમાણે ચાલવાને વચન આપ્યું. એક દીવસે હોરમજીએ બરજોરજીની સાથ ફરતાં ફરતાં તેવણને ઘણા કાળાવાળા અને મીનત સાથ અરજ કીધી કે, "સોરાબ, આગલ ગમે એવી ચાલનો હતો પણ હાલમાં તે સુધરી ગયો છે, અને વલી તમારાજ ભાઇનો તે એકનો એક દીકરો થાય તેથી તેની ઉપર કંઇ પણ વધારે દયા કરો અને મારા તથા સુનાના હીસ્સાનો મોટો ભાગ તેનેજ આપી જાવો તો મને મોટી ખુશી હાંસલ થશે; તે આવા એક મેહેલનો ધણી થશે તો પોતેજ સમજીને માન આબરૂમાં રહેશે એ મારી ખાતરી છે." બરજોરજી તો આ બોલો સાંભલીને છછણીજ પડ્યા, ને હોરમજીને ભાર મુકીને કહ્યું, "મારો જીવ જાય તોબી મારો બોલ ફેરવનાર નથી અને તેને એક પૈ પણ વધારે આપનાર નથી, તે સુધર્યોચ ખરો પણ કોણ જાણેચ કે મારી ખાતરી કરવા સારૂં લાલચને માટે બહારના ઢોંગ કરી મને સમજાવતો હોય ને પછી પાછી કેવી ચાલ ચલાવે, વાસ્તે હું તમોને કહું છું કે મારા મુવા બાદ જો તમે એને એક પૈ પણ વધારે આપીચ તો તે જેહાનમાં પણ હું નાખુશ થઇશ." હોરમજી નાચાર થઇ ગયા અને કાંઇ બોલી શક્યા નહીં. બે ત્રણ દીવસમાં તેવણ પોતાને ઘર પાછા ગયા. સુનાને હવે તુકારામ જોશી યાદ આવ્યો, તેણીને આ બધી વાત એક ખુવાબ જેવી લાગી. વીચારમાં ને વીચારમાં તેણી એક હાય મારી ધીમે અવાજે બોલી, "હા, ઓ! એ બધું સુખ નસલી વગર નકામું છે." તેજ રાત્રે જ્યારે હોરમજી તથા સુના સર્વ ઊંઘાઇ ગયલાં હતાં ત્યારે મધરાતે એક સ્વાર ઘોડો દોડાવતો આવી લાગ્યો અને ખબર આપી કે તે બરજોરજીના મેહેલમાંથી આવ્યો છે અને શેઠ બરજોરજીને એકાએક દમ થઇ આવ્યો છે અને મરવાની અણીપર સુતેલા છે. આ દુઃખદાયક ખબર સાંભલતાંવાર તેઓ ભારે ગભરાટમાં પડી ગાડી જોડાવી તૈયાર થયાં અને મારતી ગાડીએ મેહેલમાં જઇ લાગ્યાં. દાકટરો આવ્યા હતા. તેઓની સારવારથી બરજોરજી જરા હોશીયારીમાં આવ્યા હતા અને પોતાના ભાઇ તથા સુનાને પોતાના બીછાના આગલ આંસુથી ભરેલી આંખો સાથે ગંમગીન થઇ ઉભેલાં જોયાં ત્યારે તેવણે ધીમે અવાજે કહ્યું, "મારા વહાલા ભાઇ રડ ના, મારી વ્હાલી સુના મારે વાસ્તે તું ના રડ. હું એક વધારે સારી દુન્યામાં જાઉંછું અને જોકે હું તમોને પાછલ મુકીને જાઉંછું તોપણ તે ફકત એક થોડા વખતનેજ વાસ્તે છે, પછીતો આપણે આસમાન ઉપરના મેહેલમાં સાથે મલીશું. પણ હવે મારો વખત ભરાઇ ચુકો છે ને હું તમોને છેલ્લી સલામ કરૂંછું વાસ્તે તમારે મને જે કાંઇ કહેવું હોય તે કહી લેવો."

હોરમજીએ જરા હીંમત ચલાવી કહ્યું, "વ્હાલા ભાઇ હું આસા રાખુંચ કે તમે આ છેલ્લી વખત મારી ઉપર ગુસ્સો કરશો નહીં, કારણ કે હું જે કહુંછું તે તમારી પાસે એક વાજબીજ અને ધર્મનુંજ કામ કરાવવાને અરજ કરૂંછું અને હું ધારૂંચ કે મારા કહેવા અગાઉ તમે તે સમજી ગીયાચ, કે આપણા સોરાબને તમારી દોલતનો જે મોટો ભાગ હમારે માટે છે તે ભાગનો હક તેને બક્ષો, કારણ કે હમોને મોટો હીસ્સો મલે ને તે બીચારા આપણા ભાઇના દીકરાને સૌ કરતાં પણ થોડું મલે તે મારેથી જોવાઇ શકાતું નથી." સુનાએ પણ ટેકો આપી જણાવ્યું કે, "મારા બાવા કહે છે તેને હું ખુશીથી મલતી છું કારણ કે મારા બાપને જે પાંચ લાખ રૂપીઆ મલે છે તે મને બસ છે, વાસ્તે આ વખતે તમે એક વાજબી કામ કરી જાવો અને હમારો હીસ્સો સોરાબનેજ આપવાનો હુકમ કરો." આ ગરીબ બીચારાં ભોલાં બાપ બેટીના બોલવા પર બરજોરજીને દયા આવી તેથી હોરમજીને કહ્યું, "લાવો, તે વસીયતનામું લાવો ને જે તમારો વીચાર હોય તે મને કહી જણાવો કે સોરાબને વધારે શું આપું."

હોરમજીએ કહ્યું, "ગભરાટમાં હું વસીયત અહીંયા સાથે લાવ્યો નથી પણ આપણે નવું બીજું બનાવ્યે અને સોરાબને મારો ને સુનાનો હીસ્સો લખી આપો." આ સાંભલીને બરજોરજી તો જરા ઉશ્કેરાઇ ગયા કે, "શું આ બધી દોલત મેહેલ ને મીલકત તેનેજ આપી દંઉ, ને તેબી વલી તમો જેવા મારા અતી વ્હાલાઓ પાસેથી ખુંચી લેઇને, નહીં, નહીં એમ નહીં બનશે." પણ હોરમજી અને સુનાએ પોતાના કાલાવાલા જારીજ રાખ્યા કે આ એક છેલ્લીજ બક્ષેશ તમો પાસથી માંગીએચ તે તમો આપી જાઓ. આખરે બરજોરજી નાચાર થયા અને આ ભોલા ભાઇ ભત્રીજીને ખુશી રાખવા કબુલ કરી એક મોટા દાકટરને નવું વસીયત નીચે મુજબ લખવા ફરમાવ્યું.

ગુલ અને જરને હું મારી દોલતમાંથી દરેકને પચાસ પચાસ હજાર રૂપીઆ આપુંછું, હીરાં અને પીરોજાને દરેકને એકએક લાખ રૂપીઆનો વારસો આપુંછું. મારા વ્હાલા ભાઇ હોરમજીને પાંચ લાખ રૂપીઆ આપુંછું અને મારા ભત્રીજા સોરાબને આ મેહેલ અને તેને લગતી તમામ મીલકત ઉપરાંત સોલ લાખ અને પચાસ હજાર રૂપીઆ હું આપુંછું. અને એ વસીયતની બજાવણીનો હક હું મારા ભાઇ હોરમજીને સોંપી જાઉંછું. સોરાબ વીશે મારે એટલુંજ કહેવાનું છે કે તેને મલેલી માંરી અને આ દોલતનો તે સારો ઉપ્યોગ કરે."

નવાં વસીયતનામાના આંકડા.

| | | | |
|---|---|---|---|
| ગુલ અને જરને ................. | રૂપીઆ | ૧,૦૦,૦૦૦ | એક લાખ. |
| હીરાં અને પીરોજાને ........... | ,, | ૨,૦૦,૦૦૦ | બે લાખ. |
| હોરમજી શાહબાદવાલાને........... | ,, | ૫,૦૦,૦૦૦ | પાંચ લાખ. |
| સોરાબને રોકડા .................. | ,, | ૧૬,૫૦,૦૦૦ | સાડા સોલ લાખ. |
| અને બાગે બેહેસ્તનો મેહેલ તેમજ તમામ મીલકત જેની કીંમતનાં | ,, | ૧૨,૦૦,૦૦૦ | બાર લાખ. |
| જુમલે રૂ૦ | | ૩૬,૫૦,૦૦૦ | છતરીશ લાખ અને પચાસ હજાર. |

આ વસીયત પુરૂં થવા બાદ બરજોરજીએ હોરમજીને કહ્યું, કે મારા મુવા બાદ મારે વાસ્તે ઘણો ખરચ કરવો નહીં અને પેલા સોરાબની ચાલ ચલણની ખુબ સંભાલ રાખવી. ત્યારપછી તેવણે સુનાનો હાથ પકડી પોતાની છાતીએ દાબી તેણીને આશીરવાદ દીધા, આ વખતે તેવણુનો દમ વધારે ધુંટાવા લાગો તેથી ઘણેજ નબલે અવાજે બોલ્યા, "ગરીબ બીચારો નસલી તે દુ-દુ-ખી!" આટલું બોલતાં બોલતાં તેવણુનો પ્રાણ નીકલી ગયો. નસલીનું નામ સાંભલતાં વાર સુના બરજોરજીની લાશ ઉપર બેભાન પડી. હોરમજીની આંખે અંધારાં આવવા લાગ્યાં અને તેઓને પાસેના ઓરડામાં લેઇ જઇ બનતી ઉતાવલે હુશીયાર કરવામાં આવ્યા અને પછી બરજોરજીને ઠેકાંણે પાડવાની ઘટતી કીરયાઓ ચાલુ થઇ. સાંજે ચાર કલાકે તેવણુની લાશ ઠેકાણે પાડી સર્વે પોત પોતાને ઘેર આવ્યાં, મનચેરજી મોટાશાહ તથા ફરાંમજી ફરેલ તથા સોરાબ ઉપર આ દુ:ખદાયક સમાચાર પોંહચાડયામાં આવ્યાથી તેઓ ત્રીજે દીવસે આવી પુગા. મોટાશાહ તથા ફરેલજીની છોકરીઓ પણ આવી હતી પણ હાલ તુરત તો કોઇને પણ વસીયત નામાની ખબર કરવામાં આવી ન હોતી જોકે સૌ તે જાણવાને ઘણાંજ ઇંતેજાર હતાં, અને ઘણી રીતથી તે જાણુવાની તેઓ યુકતીઓ કરતાં પણ હોરમજી કે સુનાનાં મોહમાંથી એક બોલ પણ તેઓ સાંભલી શક્યાં નહીં. મી૦ બેરાંમજી સોલીસીટર પણ આવેલા હોવાથી તેવણુ આગલ આ બીજાં નવાં વસીયતનામાની વાત કહેવાનું દરૂરત ધારી હોરમજી તેવણુને લાયબ્રેરીમાં લેઇ ગયા. આ વખતે સોરાબને શક આવવાથી તે છુપી રીતે કોઇ નહીં જોય તેમ તેઓની પાછલ પાછલ ગયો, અને લાયબ્રેરીની બહાર છુપાઇને તેઓની વાત સાંભલવાના

ઇરાદાથી ઉભો. સારાં નસીબે બારણા તો ઉંગાડાં હતાં પણ કમનસીબે તેઓ ઘણેજ આસ્તેથી વાત કરતા હોવાથી તે કાંઇ સાંભલી શકયો નહીં. આખરે સોલીસીટર જરા મોટે સાદે બોલ્યો, "વારૂં ત્યારે તે નવાં વસીયતની મને જરા ટુકમાં મતલબ કહી જાવો કે હું મારી પાકેટબુકમાં નોંધી રાખું; પણ હું તો હાલ છુપુંજ રાખશ." હોરમજીએ કહ્યું, "તે નવું વસીયતનામું મારા ભાઇનાજ ઓરડામાંની એક મજબુત તીજોરીની અંદર હું બંધ કરી આવ્યો છું ને તે ત્યાં સહીસલામત છે અને તીજોરીની કુંચી મારા ગજવામાં છે, અને તે વસીયતમાં નીચે પ્રમાણે વેંહચણી કીધી છે.

| | |
|---|---|
| મોટાશાહની છોકરીઓને .............. | ૧,૦૦,૦૦૦ |
| ફરેલજીની છોકરીઓને .............. | ૨,૦૦,૦૦૦ |
| મને પોતાને ...................... | ૫,૦૦,૦૦૦ |
| અને સોરાબને રોકડા રૂપયા ......... | ૧૬,૫૦,૦૦૦ |
| અને આ મેહેલ તથા તમામ મીલકત તેના | ૧૨,૦૦,૦૦૦ |
| | ૩૬,૫૦,૦૦૦ |

સોરાબ એટલું સાંભળીનેજ ખુશીમાં દીવાનો બની ગયો ને એકદમ ત્યાંથી હરખાતો હરખાતો નીકળી જઇ બાગમાં આવ્યો, તે આવી મોટી મીલકત અને એટલી મોટી દોલતનો ધણી છું એમ માનવાને તે આંચકી ખાવા લાગો તે પોતાના મન સાથે બડબડવા લાગ્યો, "શું! હું આ મેહેલનો ધણી, શું હું લખપતી, શું! મારે માટે જે કાકાએ આવા ખરાબ વીચારો બાંધેલા તેમેજ તે પોતાનો વારસો આપી ગયો, ત્યારે મારી ચાલ સુધારવાના જે મેં થોડા દહાડાને વાસ્તે ઢોંગ કીધા હતા કે હાલતો બુઢો જીવે ત્યાં સુધી તેને ખુશી રાખવા સુધરવાના ઢોંગ કરી પછીના દહાડાને વાસ્તે મોજ શોખ મેળવવાનો જે મેં ઉપાય કીધો તે આખરે પારજ પડયો." એમ બબડતો તે ઘડીકમાં મેહેલને છેક નીચેથી તે ઉંચે સુધી જોતો, પોતાની આસપાસના ઝાડોની ઉપર પોતાની આંખો ફેરવતો તે બોલતો કે, "હા, હા, હા હવે મારી આસપાસ હું જેટલું જોઉંચ તે સઘળું મારૂં પોતાનું છે, પેલા મારા ફુઆઓને તો પૈ પણ આપી નથી, જ્યારે વસીયત વંચાશે ત્યારે તેઓનાં મોહોડાં કેવાં ઉતરી જશે, પણ યાર તેઓની છોકરીઓને તથા મારા કાકાને બંનેને મળી આંઠ લાખ રૂપીઆનો ઢગલો મળ્યો છે?" ત્યાં જરા તે વીચારમાં પડયોને પાછો બોલ્યો, "આઠ લાખની રકમ, આઠ લાખ, ખરેખર જાણે મને લુટી લીધો; શું, હું હકદાર વારસ નથી? અથવા શું, હું થોડા વખતમાં હકદાર વારસ નહીં

થવશ? કે મારા વારસામાંથી બીજા અલફાટુઓને પણ મળે. નહીં, નહીં, તેઓના હીસ્સા સાથે તમામ દોલત મનેજ મળવી જોઇએ; હા, પણ ઠીકજ છે," એટલું બોલી તેના મનમાં કંઇ નવો વીચાર આવવાથી તે વીચારમાંજ થોડો વખત ઉભો રહી ગયો, અને તરતજ પાછો મેહેલમાં દાખલ થયો.

---

## પ્રકરણ ૧૦ મું.

### સોરાબ ચોર યાને ઘણો લોભ તે પાપનું મુળ.

રાતે પોતાના ભાઇનાજ ઓરડામાં હોરમજી એકલા સુવાને ગયા પણ તેમને ઉંઘ આવી નહીં, તેવણનાં મગજ ઉપર વીચારોનો ભારી બોજો પડયો હતો. એક કેરબાદ નામના નાતવાન બુઢાને દયા ખાઇ પોતાની છોકરી ઘરમાં લાવી ત્યારે તેની હાલત કેટલી કંગાલ હતી અને તેનો સ્વભાવ કેટલો પાજી હતો અને એક થોડા મહીનામાં તે પોતાનો એક સગો ભાઇ માલમ પડયો અને થોડાજ વખતમાં આટલી મોટી દોલતથી કોણ કોણને સુખી કરી વલી પાછો પોતાની નજર આગળથી ગુમ થઇ ગયો. હવે તેની ખરી મેહેનતનાં પૈસાનો તેના ભાગીદારો કેવો ઉપયોગ કરશે એવા એવા ખ્યાલોમાં તેને ઉંઘ આવી નહીં; આખરે આસરે બે વાગે તેવણને જરા ઉંઘ આવવા લાગી પણ એક અવાજથી તેવણ પાછા ચોંકી ઉઠયા અને જાણે તેવણનાં પલંગ આગલથી કોઇ ચાલી ગયું હોય તેમ નજરે પડયું; પેહેલે તો તેવણને કાંઇ ચોર વીશેનો વેહેમ આવ્યો પણ આગલ પાછલ જોવાથી કાંઇ માલમ નહીં પડયું તેથી ખુઆબ જોયો હશે એવા વીચારથી પાછા સુતા. તેવણ પોતાનાં ઓરડામાં રોશની નહીં રાખતા હોવાથી ત્યાં અંધારૂં હતું. ફરીથી તેવણને જરા ઉંઘ આવી કે એક બીજો અવાજ સાંભલી ઉઠયા અને તે અવાજ જાણે કોઇ તેવણનું બારણું બંધ કરતું હોય તેમ માલમ પડયો. આ વખત તો તેવણને ખરોજ વેહેમ ગયો તેથી તેવણ બતી સલગાવી અને સાવચેતીથી પોતાનું બારણું ઉગાડી બહાર નીકલ્યા પણ કોઇ નજરે આવ્યું નહીં. આગલ વધતાં જે ઓરડામાં પોતાના ભાઇનું મોહોત નીપજ્યું હતું તે ઓરડામાંથી માણસનાં બડબડવાના જેવો અવાજ સાંભળવાથી હોરમજી હીંમત ધરી તે ઓરડામાં દાખલ થયા, કે જોયચ શું કે એક માણસ પોતાનાં ભાઇનાં મોહોટાં બીછાનાં આગલ ગુંડણુ મંડીએ બેઠું હતું. તે સોરાબ પોતે હતો, જાણે પોતાનાં ઓરડામાં કોઇ દાખલ

થયું છે તે તે કંઇજ જાણતો નહીં હોય તેમ બેસીજ રહ્યો, ડસકાં ખાતો તે બોલતો હતો કે, "ઓ મારા વહાલા કાકા જો મેં તમોને જરા પણ દુ:ખ દીધું હોય તો હું આ વખત તમારી પાસે માફ માંગુંચ તે મને તમે પેલી દુન્યામાં ગયા પછી પણ જરૂર માફ કરજો, હું નહીં જાણતો હતો કે તમે એકાએક આ દુન્યા છોડી જશો, વાસતે મને માફ કરજો." "સોરાબ, આ તારો ખરો પસતાવો છે," હોરમજીએ સોરાબનાં માથા પર હાથ મુકી કહ્યું, "તુંને તે મરનાર જરૂર માફ કરશે." સોરાબ જાણે તરત ચોંકીને ઉભો થયો અને હોરમજી આગલ પણ ઘણો પસતાવો કરી દેખાડયો અને પછી તેવણુની સાથે તેવણુનાજ ઓરડામાં ગયો અને કહ્યું, "મારા વહાલા કાકા મને તદન ઉંઘ આવી નહીં અને હું મારા કાકાનું મોહડું પણ જોવા પામ્યો નહીં તેથી મારી છાતી ભરાઇ આવી અને તેટલાજ માટે ઉઠીને તેવણુનાં ઓરડામાં જઇ તેવણુ પાસે માફી માગી પસતાવો કીધો" થોડોવાર પછી હોરમજીએ સોરાબને પુછયું, "ત્યારે શું તમે કંઇ મારા ઓરડામાંબી આવી ગયા હતા વારૂં?" સોરાબે અજાયબી સાથ ના પાડી જણાવ્યું કે "તમારા ઓરડા આગલથી જતાં તમારા બારણાની મને ઠોકર તો લાગી હતી પણ હું કંઇ અંદર આવ્યો હતો નહીં. પણ ચાલો હવે તમે થાકેલા છો તે સુઇ જાવો, હું તમારી આગલ બેસી બે વાત કરૂં છું." અડધા કલાક પછી સોરાબ પણ પોતાના ઓરડામાં જઇ સુઇ ગયો.

બરજોરજીના મરણને છઠ્ઠે દીવસે હોરમજીએ સોલીસીટરને બોલાવી વસીયતનામું સર્વેની આગલ તે દીવસે વાંચી સંભલાવવાની અરજ કરવાથી સર્વેને એક ઓરડામાં એકઠા કરવામાં આવ્યા; મોટાશાહ તથા ફરેલજીના ચેહેરા ઘણાજ આતુર દીસતા હતા; સોરાબ તો જાણે હજુર શોક પાલતો હોય તેમ ગમગીન દીસતો હતો; હોરમજી અને સુના તથા તેણીના ફુઆની છોકરીઓ સાથે બેઠાં હતાં, એટલે સોલીસીટરે ઉભા થઇ નીચે પ્રમાણે ભાશાણ કીધું:—

"બાનુંઓ અને ગ્રહસ્થો," આ ઘડીએ તમારી આગલ મરનાર બરજોરજીનું વસીયતનામું વાંચવામાં આવે છે એ વસીયતની બજાવણીનો હક હોરમજીને સોંપેલો હોવાથી એવણે તે વસીયતનામું એક ઓરડામાં તીજોરીમાં સાચવી રાખ્યું છે અને તેની ચાવી એવણ પાસેજ છે વાસ્તે હું ધારૂંચ કે મારૂં કેહેવું વાજબી ગણાશે કે જે સાહેબોની ખુશી હોય તેઓ હોરમજી સાથે જોય ને તે વસીયતનામું એવણ સાથે જઇ કાહાડી લાવે."

કોઇ ઉઠ્યું થયું નહીં પણ આપણા ફરેલજી એકદમ ઉભા થઇ હોરમજીની સાથે ગયા. ઓરડામાં દાખલ થઇ હોરમજીએ ગજવામાંથી કુંચી

કાહાડી તીજોરી ખોલી પણ હોરમજીને આ વખત જે ગભરાટ થયો તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. કારણ કે તીજોરીમાંથી વસીયતનામું જતું રહ્યું હતું. તેવણ તરત બુમ પાડી ઉઠયા કે વસીયતનામું કોઇએ ચોરી લીધું છે, કે તરત સઘલાં હાથ પગ અફડતાં એક એક તરફ શકની નજરે જોવા લાગ્યાં પણ તેવામાં હોરમજીએ સોરાબ તરફ દોડી જઇ તેનો હાથ પકડી ને કહ્યું કે "નીચ, હરામખોર, ચોર, આ ચોરી તેંજ કીધી છે." મોટા-શાહ, બોલી ઉઠયા, "હા, એજ ચોર છે." હોરમજીએ બધાને મુગા રાખી પોતે સોરાબને કહ્યું, "ઓ, બેઇમાન, ચોર, આ ઘડી તું કબુલ કર કે તેંજ ચોરી કીધી છે અને તે આપી દેશે તેમાં તુંને ફાયદો છે એ તું સાચુંજ માનજે." સોરાબે તો નેણ ફેરવીને પોતા ઉપર મુકાયલા તોહોમત-નો ઇનકાર કીધો, ત્યારે હોરમજીએ સર્વે ખુલાસો કરવાનું વાજબી ધારી કહ્યું, "જ્યારે તું માનતોજ નથી ત્યારે મારે કહેવું પડે છે કે રાતે તું મારા ઓરડામાં છુપી રીતે દાખલ થયો હતો ને મારા ગજવામાંથી ચાવી કાહાડી હતી, પણ જ્યારે તેં મને તારી પાછલ આવતો જોયો ત્યારે તું ઢોંગ કરી ગુઠણ મંડીએ પડી બંદગી કરવા પડયો અને પછી પાછો તું મારા ઓરડામાં આવ્યો ત્યારે મને ઉંઘાઇ જવા કહી તે ચાવી તું પાછી મારા ગજવામાં મુકીને સુવા ગયો, વાસ્તે એ બેઇમાન ચોર આ ઘડી તે વસી-યતનામુ આપ, નહીં તો તુંને પોલીસને હવાલે કરીશ તો તેમાં તું વધારે રૂસવા થશે. સર્વે જણાના પેટમાં ધાસ્તી પેઠી હતી કે રખે સર્વેના હક ડુબી જાય તેથી તેઓ સઘલાં સોરાબની ઉપરજ ઠપકાનાં બોલોનો વરસાદ વરસાવા લાગ્યા, એટલામાં સોરાબ ઉભો થઇ મોટે સાદે બોલ્યો, "હું તમારી ધમકીને ધીક્કારી કહાડું છું અને મારા કાકાના કહેવાની દરકાર કરતો નથી, વાસ્તે મી૰ બેરામજી તમારી પાસે જો વસીયતનામું હોય તો કાહાડો અથવા કોઇ પાસે પણ હોય તે બતાવે અને જો નહીં હોય તો તમે એક ધારાના હીમાયતી તરીકે આ લોકોને જાહેર કરો કે, હું બરજોરજીની તમામ દોલતનો ખરો અને એકલોજ હકદાર વારસ છું." એ પ્રમાણે તેનું બોલી રહેવું કે હોરમજી હસ્તે ચેહેરે ઉભા થઇ મોટે અવાજે બોલ્યા કે, "ઠીક ત્યારે તો નેકીનો બદલો નેકી ને બદીનો બદલો બદી, લેવો આ રહ્યું વસીયતનામું અને આ રહી મારી છોકરી સુના, આ તમામ દોલત મીલકતની હકદાર અને ખરી વારસ." એમ કહી પેલું પેહેલું વસીયત-નામું કાહાડીને સર્વેને દેખાડયું જે તરતજ સોલીસીટરે પોતાના સવાધીનમાં લઇ લીધું, કારણ કે સોરાબની આંખે અંધારા આવી ગયાં હતાં અને તે ખુંચવી લેવાને તરાપ મારવા હાથ લંબાવતો હતો. પછી બેરામજી

સોલીસીટરે પેલું વસીયતનામું વાંચે તે ધ્યાન દેઇ સાંભલવાને સર્વેને અરજ કીધી અને વાંચવાનું સરૂં કીધું.

આ વખતે એક પછી એકના ચેહેરામાં થતા ફેરફારોનો દેખાવ જોવા લાયક હતો. ફક્ત ત્રણ જણા, મોટાશાહ, ફરેલજી, અને સોરાબ, દાંતીઆં પીસી ટેબલ પર હાથ અફાડતા અને પોતાપોતામાંજ લડી પડતા. સોરાબ તો પોતાનું નામ સાંભલી વધારે ફજેતી અટકાવવાને ખાતર ત્યાંથી ઉઠી ચાલતોજ થયો, પણ આ બંને બાપો મોટાશાહ અને ફરેલજીની જેજે બદચાલોની ખુબીઓ વસીયતનામામાં લખેલી હતી તે પોતાની છોકરીઓનીજ હાજરીમાં તથા હોરમજી અને સુનાની સનમુખ વાંચી સંભલાવી તેથી તેઓની ફજેતીનો પાર રહ્યો નહીં; તેઓ મનમાં ને મનમાં મરનારને ગાલો દેવા લાગ્યા, પણ તે વખતે તેઓની છોકરીઓ પોતાનાં બાપ ઉપર ઠપકા ભરેલી નજરથી જોતી હતી કે તેઓનીજ બેવકુફીથી આ બધી ઉમેદ ને આબરૂ બંને ધુલમાં ગઇ છે; તેણીઓ શરમથી નીચે જોતી બેસી રહી અને નવધાર આંસુંઓ પાડવા લાગી. આખરે સર્વેથી છેલું અને ફતેહમંદ નામ સુનાનું આવ્યું અને તેણી તરફ સર્વેએ મેહેલ અને દોલતની ધણીઆંણી તરીકે નજર ફેંકી. છેલે સોલીસીટરે ટુકમાં જણાવ્યું કે, "બાનુઓ અને ગ્રહસ્થો, આ મારા વાંચવા ઉપરથી તમોને માલમ પડયું છે કે પેહેલાં વીલમાં મરનારે પોતાની દોલતમાંથી આ ચારો છોકરીઓને માટે ત્રણ લાખ, હોરમજીને પાંચ લાખ, અને આ આપણા નેક નામ સોરાબને માટે પચાસ હજાર જુદા કાહાડી, બાકીના સોલ લાખ રૂપીઆ અને આ મેહેલ તથા મીલકતનો તમામ વારસો આપણી સુનાને આપવા લખી ગયાછે; અને જે બીજું વસીયત થયુંછે કે જે હાલ આપણુને મલતું નથી તેમાં આ ચારો છોકરીઓને માટે ત્રણ લાખ; હોરમજીને પાંચ લાખ બાદ કરતાં સાડા સોલ લાખ રૂપીઆ રોકડા અને આ મેહેલ તથા મીલકતનો તમામ વારસો આપણા સોરાબને માટે લખી ગયા હતા અને તે વસીયત બીજું કરવાનું કારણ જાણી તમો ખુશી થશો કે સોરાબની હાલત ઉપર હોરમજી તથા સુનાને ઘણીજ દયા આવવાથી તે મરનારને ઘણુંજ કાલાવાળા અને મીનતજારી કરી છેક તેવણુની મરતી વખતે કબુલાત લેઇ તે બીજું વસીયત બનાવ્યું હતું, અને એ રીતે પોતાનો હીસ્સો સોરાબને આપવા નકી કીધું હતું પણ એ કમનસીબે પોતેજ પોતાના પેટ પર લાત મુકી, તે વસીયતનામું ચોરી લેઇ તેનો નાશ કીધો છે; એવી મતલબથી કે કાયદા પુર્વક રીતે પેલા આંઠ લાખ રૂપીઆ જવા નહીં દેતાં તમામ દોલતનો એ ધણી થાય, પણ હાલ તમે જુવો છો કે પોતાની બદ દયાનતની તે કેવી

શીક્ષા પામ્યો છે કે આખરે તેને બદીનો બદલો બદીજ મળ્યો છે, વાસ્તે આજે હું આપણા ગુલેશાહબાદને આ મેહેલનાં શેઠાંણી તરીકેની મુબારકબાદી આપું છું. હીરાં અને પીરોજા તરત ઉઠી સુનાને ગલે વલગી પડી, તેમને જોઇ ગુલ અને જરને પણ ફરજ પડી. મોટાશાહ અને ફરેલજીએ ધાર્યું કે જે થયું તે થયું માટે હવે તો સુના સાથ સારૂં રાખવામાંજ ફાયદો છે, એમ સમજી તેઓ પણ તેણીને મોટી વખાણ સાથ મુબારકબાદી આપવા લાગ્યાં. તેઓને જો થોડો પણ સંતોશ મળ્યો હોય તો તે એટલાજ કારણે કે તેઓ એક મુશકેલીમાંથી છુટાં થયાં હતાં તે એ હતી કે પોતાની છોકરીઓને પરણાવવાની રીતની હવે તેઓને ધાસ્તી રહે નહીં. રાતે એક મોટાં ખાણાં સાથની ટેબલ ઉપર સર્વે જણા (સોરાબ વગર) હસતે ચેહેરે બેઠાં અને સુના તથા હોરમજીની જોશ ભરીયા અવાજે સલામતી ચાહવામાં આવી.



# ભાગ બીજો.

## પ્રકરણ ૧૧ મું.

બરજોરજી પોતે મરતી વખતે પોતાનાં પેહેલાં વીલમાં સુનાને એવું ફરમાવી ગયા હતા કે તેના મોહોત પછી તેણીએ તુરતજ આ મેહેલનો કબજો લેઇ ત્યાંજ પોતાનો મુકામ કરવો; તે મુજબ હવે સુના પોતાના મેહેલ વીગેરેનો બંદોબસ્ત કરવામાં મશગુલ થઇ. પેહલા થોડા દીવસ તો સુનાને જરા પણ ફરસુદ મલી નહીં કારણ કે આ મેહેલની શેઠાંણી તરીકે જ્યારે તેણીનું નામ આખા ગામમાં જાહેર થયું, ત્યારે તેણીને રોજ ત્યાંનાં લોક મલવા આવવા લાગ્યાં અને મુબારકબાદીના પત્રનો વરસાદ વરસાવા લાગ્યાં. તેણીની ખુબસુરતી અને મોટી દોલત કરતાં આ વખતે તેણીની સર્વે તરફની સભ્યતાથી સર્વે લોક તેણીને માન આપવાને ખુશી હતાં. તેણીની ટેબલ ઉપર મોટા લોકના છોકરાઓ પણ બીરાજતા, અને તેણીની ખુબસુરતીના પ્રકાશમાં તેઓની આંખ ઝાંખ મારી જતી, તોપણ કોઇબી જુવાનીઓ એવો નહીં હતો કે જે પોતાના મન સાથે મગરૂરી લેઇ શકે કે તેણે સુનાની ઉપર પ્યારની અસર કીધી છે; અથવા તેણી ઉપર તેણી બીજાઓ કરતાં વધારે ધ્યાન આપે છે. તેણીની નજર આગલ સૌ સરખા હતા અગર આપણે એમ ધારીએ કે કોઇ એક શખ્સ ઉપર તેણીનું હમેશાં ધ્યાન ખેંચાતું હતું તો તે શખ્સ તેણીથી હજારો કોશ દુર હતો, જેનું શું થયું છે તે જો કે તેણી જાણતી ન હોતી તોપણ તેને માટે તેણી આટલા સુખ છતાં છુપી રીતે હાય અફસોસ કરતી, અને તેના વગર સર્વે સુખ અકારૂં ગણતી હતી. એક દીવસે સવારના પોહોરમાં તેણી પોતાનાં મેહેલનો એક સુંદર પાણીનો ચશ્મો કે જેમાં હંસો તરતાં હતાં તે જોતી ઉભી હતી, તે વખતે મરનાર બરજોરજીને પોતાના ઘરમાં લાવી ત્યારથી તે આજ સુધીના બનાવો પોતાના મન સાથે યાદ કરતી હતી તે દરમ્યાન તેણીના નામની જે ચીઠી નસલી જતી વખતે ટેબલ ઉપર મુકી ગયો હતો તેની તેણીને યાદ આવી કે તેણી તે વાંચતાં ભુલી ગઇ છે. તેવીજ તેણી મેહેલમાં દોડી ગઇ અને પોતાની કબાટમાંથી તે ચીઠી કહાડી લાવી પાછી પેલા પાણીના ચશ્માં આગલ આવી બેઠી. ચીઠીને પેહેલાં પોતાની આંખમાં દાબીને પછી ઉખેડી વાંચવા લાગી. વાંચતાં વાંચતાં તેણીની આંખમાંથી મોતીના દાણા મીસાલ આંસુનાં ટીપાં ગબડીને તેજ કાગલ પર પડતાં. પાણીના ચશ્માંમાં તરતાં હંસો જે પેહેલાં પોતાની

શેઠાણીને જોઇ ઘણા ખુશીમાં આવી, મોટા અવાજ કરી તથા એમ તેમ દોડતાં ફરી પોતાની નવી શેઠાંણીને મુબારકબાદી આપતાં હતાં તેઓ પણ તેણીને હવે રડતી જોઇ હારેદોર સ્થીર ઉભાં રહી ગયાં તેથી તે દેખાવ એવો લાગતો કે જાણે તેણીને દલગીરીમાં તેઓ પણ ભાગ લેતાં હતાં, તે ચીઠીમાં નીચે મુજબ લખેલું હતું:—

"મારી અતીઘણી પ્યારી સુના,

એક કમબખ્તના હાથનું કાગલ જ્યારે તું વાંચે ત્યારે તેને તું તારા કદમ આગલથી સેંકડો કોશ દુર સમજજે, કારણ કે હવે તારા ઘરમાં વધારે વખત રહેવામાં કંઇ પણ સુખ કે ખુશી નહીં સમજી વેરાન જંગલોમાં ભટકી મારા બાકીનાં દીવસો પુરા કરવાના ઇરાદાથી હું તારા કદમ આગલથી સદાનો દુર થયો છું. જેવા પ્યારથી મેં તુંને ચાહી છે, જેવી નમનતાઇથી તાબેદારી કરી તારા હોકમ બજા લાવ્યો છું, તારો કીંમતી પ્યાર મેલવવા માટે જે સુખ, ભુખ અને ઊંઘનો મેં ભોગ આપ્યો છે, તુંને હસ્તી તથા ખુશ રાખવાના જે ઉપાયો મેં કીધા છે અને આખરે તારી જુદાઇને ખાતર જે આંસુઓ પાડી તુને છોડી જવાનું જે દુઃખ મેં માથે લીધું છે તથા હજુ પછી જે વધારે દુઃખ ભોગવશ તે સર્વેનો બદલો તારો સોરાબ તુને તેટલીજ રીતનાં પ્યારથી વાલી આપે એવી દુવા હું સદા માંગતો રહીશ, કારણ કે જો કે હું તારેથી સેંકડો કોસ દુર છું તોપણ જેમ જેમ હું આગલ ચાલતો જાઉંચ તેમ તેમ તારી મારી વચ્ચે જે પ્યારની સાંકલ છે તે લાંબી થતી જવાથી તેનો ભાર. મારી છાતી ઉપર વધારે થતો જાય છે અને તેનાં ભારથી ચાલવાની શકતી રહેતી નથી. જ્યારે હું ખેતરમાં કામ કરતો ત્યારે ખુશીના ગાયનો ગાઈં દીલને રીજવતો પણ હાલ ખેતરને બદલે જંગલમાં જંગલી જનાવરોનાં બીહામણા અવાજ સાંભલી તારી જુદાઇનાં રદન કરીશ. તારો હસ્તો ચેહેરો મારી આંખ આગલ ચીતરાઇ રહ્યો છે અને એક ઘડી પણ દુર થતો નથી, પણ, ઓ સુના, હું શું જાણું કે મારા પ્યારનો બદલો આખરે નાસીપાસીજ મલશે. ઓ, સુના, હવે હું મરવાને ખુશી છું. અરે, સુના મારા મોહોતનું દુઃખ જેટલું મને નહીં લાગશે તેટલું મને મારાં દુઃખ યાદ આવશે તેથી લાગશે. મરતી વખતે મને દુઃખ એટલુંજ લાગશે કે મારી છેલી ઘડીએ મારી સુનાનું મોહડું જોયા વગર આ દુન્યાં છોડી જાઉં છું. આ દુન્યામાં તો આપણે જીવતાં જીવત છુટાં પડયાંચ પણ તે દુન્યામાં આપણે સાથે મલીશું; વાસ્તે મારાં જીગરના હાર આ કાગલ વાંચી તું જરા પણ દલગીર થતી ના. પેલી દુન્યામાં હું જરૂર તુને આવી મલીશ. મારા પ્યારા જાન! મારી વહાલી

સુના! તુને છેલી સલામ, તારા વેલાત જઇ આવેલા સોરાબને પણ મારી સલામ કહેજે ને તમો બંને જણાં એક એકનું સુખ જોઇ લાંબી જીંદગી ભોગવજો.

લા૦ ખુહાર."

કાગલ પુરૂં થયું ને સુનાએ એક સરદ હાય મારી આસમાન તરફ મોંહો કરી બોલી, "ઓ મારા ફીરતાર! આટલાં બધાં સુખમાં મને એક મોટું દુઃખ છે તે તું ટાલ. મારા નસલીને મેં દગો દીધો તેની શીક્ષા મને સારી રીતે પુગી છે, હજુર એથી દશ ધણી દોલત તું મને આપશે તોપણ હું એમ નહીં કહીશ કે હું સુખી છું. ઓ ખોદા! મુજ ઓરત જાતની દોલત મારો વહાલો નસલીજ છે વાસ્તે મને તેજ દોલત બખશેશ કર. સદ હજાર અફ્સોસ! કે મેં મારા આશકની દાદ નહીં લીધી; મારા લોભનાં પાપે મને સારી શીક્ષાએ પોંહોંચાડી છે. હવે બેહેતર કે મને તું મોહોત આપ, પણ આટલાં બધાં સુખ સાથે રીબાવી ના માર; અરે ખોદા! હું એકલી પડી ગઇચ, કોણ આગલ હું મારા ભેદ ભરમો ખોલીને કહું? "મારા પ્યારા," કરી કોણને બોલાવું? કોણનાં સુખ દુઃખમાં ભાગ લેવા જાંઉ? નદી કીનારેનાં છુટાં પડેલાં જોડાંમાંનાં એક સારસની માફક હું એકલી પડી જુરી મરૂંચ, વાસ્તે ઓ ખોદા, તું મારી ઉપર દયા કર ને મને આ દુઃખમાંથી છોડવ. હું એક નાચાર ઓરત તારેજ આધારે બેઠેલી છું." આ વખતે તેણીએ પોતાની પછવાડે કોઇનાં પગલાં સાંભલ્યાં. પાછું ફરી જોએચ શું કે તરતજ તેણીની સામે સોરાબ આવી ઉભો. તેણી બુમ પાડી દોડી જતી હતી તેવામાં સોરાબે તેણીનો હાથ પકડી અટકાવી અને તેણીનાં પગ આગલ બેસી જઇ બોલવા લાગો કે પ્યારી સુના તું મને માફ કર, હું ઘણો પસતાઉં છું પણ મારા બદ દહાડાને લીધેજ મને એવું સુજ પડયુ છે; મારા નસીબે તો મને છોડયો છે પણ તું મને ના છોડ." એમ કહી તે તેણીને કોટી કરવા જતો હતો તેટલાંમાં સુનાએ જોર સાથ તેને દુર કરી બોલી, "નાપાક, લુચ્ચા, નીકલ અહીંથી! ચંડાલ તારી આબરૂથી જો તું બીહતો હોય તો એકદમ ચાલી જા. એક નીર્દોશ અબલાને વારેઘડીએ સતાવતાં તને લાજ નહીં આવતી? ફીટકાર છે તારી ઉપર, ધીઃકાર તારા અવતાર પર." સોરાબ આ શબ્દો ઉપરથી ઉસકેરાઇ ગયો અને સુનાનો હાથ બહુ જોરથી પકડી તેણીનાં ગોલાબી ગાલ તેનાં નાપાક હોઠથી તે અપવીત્ર કરવા જતો હતો. એટલે "ઓ! કોઇ આવો રે," કરી તેણીએ એક મોટી ચીસ પાડી જમીન ઉપર પડી કે તરતજ સાંમેથી કોઇ અજાણો શખ્સ આવી પુગો અને સોરાબની છાતીમાં જોર

થી એક મુકી મારી તેને ચતોપાટ નાખી દીધો, અને સુનાને પોતાની ખાંધ ઉપર ઉંચકી લેઇ મેહેલમાંનાં એક રખેવાલને સ્વાધીન કરી, ટુકમાં પોતે જે જોયું હતું તે જણાવી ચાલતો થયો. સોરાબ આસરે પંદર વીસ મીનીટ પછી હુશીઆરીમાં આવી ઘણીજ દુઃખી હાલતમાં જેમ તેમ બગીચાની બહાર ગયો, અને તરતજ ગાડીમાં બેસી પાસેનાં શેહેરમાંથી મુંબાઇ જવાના ઇરાદાથી ઉપડી ગયો. સુના જ્યારે સુદ્ધીમાં આવી ત્યારે તેણીએ પોતાને બીછાનામાં સુતેલી જોઇ અને તેણીનાં બીછાના આગલ ઘણાં માંણુસો એકઠાં થઇ સારવાર કરતાં હતાં. આજ વખત પેહેલો હતો કે જ્યારે પોતાના મરનાર કાકાનાં બોલ યાદ આવ્યા કે "મોટાંની હવેલી જોઇ ગરીબ ઝુંપડી તોડી પાડવામાં કેટલો જોખમ ખેડવો પડે છે" તેનો ખરો અનુભવ તેણીને આ વખતે બરાબર માલમ પડયો.

---

## પ્રકરણ ૧૨ મું.

### સોરાબ અને તેની પરણેતર સ્ત્રી.

સોરાબે પાસેના શેહેરમાં જવા બાદ એક હોટેલમાં ઉતારો લીધો અને હજુ તો એક કલાક થયો નહીં તેટલામાં ત્યાંનાં નોકરે આવી પુછ્યું, "સાહેબ, તમારૂં નામ સોરાબજી છે? તમોને કોઇ સ્ત્રી પુછે છે, તેણી નીચે ઉભી છે." સોરાબ તરતજ સમજી ગયો કે સ્ત્રી કોણ હતી. તે ચાકર સાથ નીચે ગયો, ને તેની સાંમે તેની પરણેતર સ્ત્રી શીરીન આવી ઉભી. એક વખત જે સ્ત્રીની ખુબસુરતી એટલી તો પુર બહારમાં હતી કે સોરાબ તેણીનાં પ્યારમાં દીવાનો થયો હતો તેજ સ્ત્રીની હાલત આ બેઇમાન સોરાબ સાથ પરણુવા બાદ ઘણીજ કંગાલ થઇ હતી, આ વખતે તેણીના પોશાકનું પણ ઠેકાણું હતું નહીં, તે પોશાક તેણીના ખુબસુરત ચેહેરાને પણ એબ લગાડતો હતો. તેણીનો હસ્તો ચેહેરો આ વખતે ગમગીન દીસતો હતો. "ત્યારે સોરાબ તું તારી સઘલી બદદયાનત ભરેલી યુક્તીઓમાં આખરે નીશફલ ગયો છે અને તારી બધી મોટી મોટી આશાઓનો તારીજ બેવકુફીથી ભંગ થયો છે."

આ પ્રમાણે શીરીન સોરાબ તરફ ધીકારની નજરે જોઇને બોલી તેથી સોરાબનો પીતો ઉસકેરાઇ જવાથી તે તેણીને નાલાયક શબ્દો વાપડી ને કહેવા લાગો, "નાપાક તેથી શું તું ખુશી થાયચ કે, પણ યાદ રાખજે કે હમણા મારો જીવ ઠેકાણે નથી ને જો મને વધારે હેરાન કીધોચ તો તેમાં તારી ખરાબી થશે." શીરીને તેના બોલવાની દરકાર કર્યા વગર

હસીને હીંમતથી જવાબ વાલ્યો. તારા જેવા એક હીચકારાથી શું ખ-રાબી થવાની છે પણ તું જોશે કે આવતી કાલે કોર્ટમાં જઇ આપણા છુપાં લગન જાહેરમાં લાવી તારી ઉપર ભરણુ પોશણુની ફરયાદી માંડીશ, તેથી જરા સુદ્ધ ઠેકાણે રાખીને વાત કર, નહીં તો વગર ભાડેની કોઠડીમાં ચાંચરા મારવા જવું પડશે." હીચકારા સોરાબનાં હાંજાં ગગડી ગયાં. શીરીન સાથે નમીને તથા સમજુતીથી ચાલવામાંજ તે પોતાનો લાભ સમજ્યો અને શીરીનને જરા ઠંડી પાડી તેણીની આગલ પોતાની બેવકુફી-ની તમામ વાત કહી સંભલાવી. શીરીને કહ્યું, "ત્યારે હવે તું તો સઘલું ખોહી બેઠો છે ને તેં મારે વીશે મારા મોહોતની જે ખોટી બુમ ઉડારી છે તે હજુર ખોટી પડી નથી તે ઠીકજ છે, કારણ મારા મનમાં એક વીચાર આવે છે ને તેમાં તુને ફાયદોજ છે, વાસ્તે મને કહે કે સુના તુને અગાઉ ખરા પ્યારથી ચાહતી હતી કે નહીં અને તેણીનો તથા તેણીનાં બાપનો સ્વભાવ કેવો છે," સોરાબે જણાવ્યું કે, "અગાઉ તો સુના મને ખરાજ પ્યારથી ચાહતી હતી અને તેથીજ નસલી નાહાસી ગયો છે; તેણીનો તથા તેણીનાં બાપનો સ્વભાવ ઘણોજ નરમ છે અને દીલે તેઓ ઘણાંજ ભોલાં છે." શીરીને કહ્યું, "ઠીક ત્યારે, હવે મારે જે કરવું છે તે હું કરીશ, પણ તે તારાજ લાભમાં છે વાસ્તે તું મને બે મહીના પૈસાની મદદ કરે તો તારૂં કામ થાય. તુને તારા હીસ્સાના પચાસ હજાર રૂપીઆ તો મલ-શેજ, એટલું તો નક્કીજ છે, વાસ્તે તેમાંથી તું મને દશ હજાર રૂપીઆ આપ."–"શું ! દશ હજાર રૂપીઆ ? શીરીન, શું તુને મારા હીસ્સાનો પાંચમો ભાગજ આપી દઉં !" "તારે ગમે તો આપ, નહીં તો જા તારૂં ફોડી લે, પણ હું કાંઇ મફતમાં લેવા માંગતી નથી. જ્યારે એક વરસ પછી મારી મેહેનતથી, જે સઘલી ચીજો તેં ખોહી છે તે પાછી મેલવશે ત્યારેજ તુને સારૂ લાગશે અને હમણાં દશ હજાર આપતાં કડવું લાગેચ. સોરાબે પોતાની જરા ખુશી બતાવી કહ્યું, "પણ સુના મારા હાથમાં એક વરસ પછી કેમ આવશે, તેણીને તો વસીયતમાં એકવીસમે વરસે પરણવાને લખેલું છે ને હજુરતો તેને ત્રણ વરસછે." શીરીને જવાબ આપ્યો, "સુના તો ત્રણ વરસેજ મલશે પણ દોલત એક વરસમાં મલશે." સોરાબે હસીને જવાબ આપ્યો, "હું તારી માંગણી કબુલ રાખું છું, પણ મને તારી યુક્તી જરા જણા-વ તો ખરી." શીરીને કહ્યું, "નહીં તે બનશે નહીં, પણ યાદ રાખજે કે મારા મુવાની અફવા વીશે કોઇ આગલ ખુલાસો કરતો ના, ને તું એકદમ મુંબઇ જતો રહે." આટલું કહી તેણી ત્યાંથી બહાર ચાલી ગઇ ને સોરાબે પણ મુંબઇ જવાની તૈયારી કીધી.

# પ્રકરણ ૧૩ મું.

## કાવસજી કોલસાવાલાની ધન—એક વીધવા.

વાંચનાર જાણેછ કે સુનાના મેહેલની આસપાસ સેંકડો એકર જમીન હતી, તેમાંનો પોણો ભાગ ખેતીમાં રોકાયલો હતો અને પા ભાગ પર રહેવાના ઘરો બાધેલાં હતાં તે સઘલાં ભાડે આપેલાં હતાં, તેમાં એક નાનો બંગલો હતો તે એક સુંદર બાજુમાં બાંધેલો હતો અને આસપાસ એક નાનો બગીચો હતો, તેથી તે એવોતો રલીઆંમણો લાગતો કે તે જોનારને તેમાં રેહેવાનો શોખ થયા વગર રહે નહીં, પણ હાલમાં તે જરા ખરાબ હાલતમાં હોવાથી, હોરમજીએ સુનાને તે સમારીને સારી રીતે સીંગારવા કહ્યું. સુનાએ પોતાનાં બાપને બધો હક આપ્યો કે તેવણે પોતાની મરજી પ્રમાણે સઘલી મીલકતનો વહીવટ કરવો તેમાં તેણીને જરાપણ પુછવું નહીં. આ ઉપરથી હોરમજીએ તે બંગલો સમરાવીને તૈયાર કીધો, ને તેમાં થોડું ફરનીચર મુકીને સંગાર્યો, તથા નવાં ઝાડ પાન રોપી તેને ઘણોજ સુંદર બનાવ્યો, અને તે જગા તો હોરમજીને મોટા મેહેલ કરતાં પણ વધારે રલીઆમણી લાગી તેથી વારંવાર પોતે ત્યાં ફરવાને જતા, એક દીવસે તેવણે સુનાની મરજી પુછી ને તે બંગલાનું નામ 'સુના લાડજ' કરી આપ્યું. ભાડે આપવાને માટે તેની ઉપર "ભાડે આપવાનો છે" કરી પાટીયું માર્યું. એક દીવસે સાંજે સુના મેહેલની એક બારી આગલ બેઠી હતી અને હોરમજી બહાર ગયા હતા ત્યારે એક ચાકરે આવીને કહ્યું કે કાવસજી કોલસાવાલાનાં ધનબાઇજી નીચે આવ્યાં છે અને તેવણને "સુના લાડજ" વાલો બંગલો ભાડે જોઇએ છે તે વીશે તમોને મલવા માંગે છે. સુનાએ તેણીને ઉપર બોલાવી લાવવાનો હોકમ કીધો. થોડા વખતમાં તે ચાકર એક સ્ત્રીને લેઇને ઓરડામાં આવ્યો. તેણીને આવકાર દેવા સુના દરવાજા આગલ સામે ગઇ અને ખુરસી આપી બેસાડી. તે સ્ત્રીની ખુબસુરતી જોઇ સુના અજાયબીમાં પડી. તેણીનો પોશાક સાદો અને સફાઇદાર હતો, તેણીનો ચેહેરો અતી ખુબસુરત છતાં શોકાતુર દીસતો હતો. ખુરસી ઉપર બેઠા પછી ધનબાઇજીએ સુના પાસે તેણીનો વખત રોકવા માટે દરગુજર ચાહી, જેથી સુનાએ તેણીને કહ્યું કે અહીં દરગુજર ચાહવાની કંઇ જરૂર નથી, તમે ભલે આવ્યાં; ધનબાઇએ કહ્યું, "વહાલાં સુનાબાઇ હું જાણું છું કે તમે હજુર તમારા કાકાનાં શોકમાં છો, કારણ કે હાલ થોડુંક થયું હું આ ગામમાં આવી રહી છું." એમ બોલી જાણે પોતાનાં દીલમાં પણ

ભારી ગમ હોય તેમ એક હાય મારી. સુનાને તેણી ઉપર દયા આવી, તેથી તેણીને દીલાસો આપવા લાગી કે ધનબાઇજી હું ધારૂંચ કે તમોને પણ કંઇ ગમ છે તોપણ હું કંઇ તે જાણવા માંગતી નથી; અને તમે મારો બંગલો ભાડે લેવા માંગોચ તે હું તમોને મારા બાવા આવશે ને સસતે ભાડે આપીશ. સુના જેમ જેમ ધનબાઇનાં મોહ તરફ જોતી તેમ તેમ તેણીને વધારે દયા લાગી, અને તેવણ દુરથી આવેલાં હતાં તેથી તેવણ ભુખાં હશે એમ સમજી તેવણને વાસ્તે ખાણું લાવવાનો ચાકરને હોકમ કીધો અને ધનબાઇને બોહોંસ કરીને આગલ બેસી પેટ ભરીને જમાડ્યાં; તેવણ તો ના કહેતાં ગયાં ને જાણે બે દહાડાનાં ભુખાં હોય તેમ ખાતાં ગયાં ને આખરે ટેબલ ઉપર જાંણે કંઇ હતુંજ નહીં તેમ રકાબી સાફ કરી ઉઠયાં અને પાછા વાતે બેઠાં. તેવણે સુનાને કહ્યું, "તમારા ઘરમાં હું ભાડે રહેવું તે આગમજ હું કોણ છું અને કેવું માણસ છું તે મારે જણાવવું જોઇએ, કે મારા બાવા મુંબઇમાં કોલસાનો વેપાર કરતા હતા, જ્યારે હું સોલ વરસની ઉમરની થઇ ત્યારે મારી મા ગુજરી ગઇ, અને તે વખતનું મારૂં દુઃખ કેવું હશે તે વીચારવું સેહેલું છે." સુનાએ તેણીને કાળાવાળા કરીને કહ્યું કે એવી પોતાના દુઃખની વાત પાછી યાદ કરી તમે દુઃખી થવો તેના કરતાં વાતજ નહીં કરો તો વધારે સારૂં; પણ ધનબાઇએ તો પાછું ગાડું ચલાવવા માંડયું કે "બે વરસ પછી જમશેદજી જમરૂખનાં છોકરા જેહાંગીરે મારે વાસ્તે પરણવાનું માંગું મોકલ્યું. જેહાંગીર મારા બાપના કોલસાના વહાણપર નોકરી હતો. મારો બાપ તેને સારી રીતે પીછાનતો હોવાથી અને મને પોતાના જીવતાં જીવત પરણાવી દેવાની હોંસથી તેવણે મારી મરજી પુછી. મેં જેહાંગીરને પરણવાની ખુશી દેખાડી અને થોડા દીવસમાં અમારાં લગણ થયાં. લગણને ભાયગે એક મહીનો પુરો થયો કે તેનાં વહાણને એડન જવાનો હોકમ થવાથી તેમને દીલાસો આપી વહાણપર ગયો અને બીજે દીવસે તે વહાણ ઉપડી ગયું, પણ હું ન્હાનપણથીજ કમનસીબ હતી. ચોથે દીવસે સમાચાર ફરી વલ્યા કે એડન માટે ઉપડેલું વહાણ ખરાબે અથડી ભાગી ગયું અને તે પરના સઘલાં માણસો ડુબી મુવાં છે, તેમાં મારા વહાલા જેહાંગીરનો પણ પ્રાણ ગયો અને હું આવા રંડાપામાં આવી પડી; મારા બાપથી આ દુઃખ ખમાયું નહીં ને તેવણ થોડા દીવસમાં ગુજરી ગયા અને હું આ દુન્યામાં વગર માબાપની એકલી પડી ગઇ છું." સુના તો આ વખત વાત સાંભલતી જતી ને આંસુ લુછતી જતી. ધનની ઉપર તેણીને અતીશય દયા આવી ને તે બંગલાનો કબજો લેવાને કહ્યું. ધનબાઇજીએ સુનાને ઘણાં જોસથી

કોટી કીધી ને થોડાક ધરૂપરૂનાં બોલ બોલતાં બોલતાં દરવાજાની બહાર પોતાનાં મુકામ તરફ રસ્તો લીધો. બીજેજ દીવસે તેવણે તો આવીને બંગલામાં ધાંમો નાખ્યો, અને પોતાના પડોશીઓ સાથ એટલી તો ભલમણસાઇ બતાવવા લાગી કે તેવણુને સૌ ચાહવા લાગ્યા અને ગામમાં તેવણુની વખાણુ પંથરાવા લાગી. પૈસા આપવામાં પણુ જરા હાથ છુટો રાખવાથી સૌના મનપર ઘણી સારી અસર કીધી હતી. હોરમજીના કાનપર આ વાત આવવાથી, સુનાને ભલામણુ કીધી કે તેણી જ્યારે એકલી હોય ત્યારે ધનને પોતાની સહી તરીકે ગણીને બોલાવી વાતચીત કરવી. તે ઉપરથી ધન રોજ સુનાની મુલાકાત લેતી અને સુના રોજ તેને વધારે ને વધારે ચાહવા લાગી, જેથી તેઓના દીલ એકએક સાથે દોસ્તીના ગાંઠથી મલી ગયાં, અને તેઓ વચ્ચે કંઇ વાત ખાનગી હતી નહીં. એક દીવસે વાતચીત કરતાં ધને સુનાને પુછયું, "વહાલી સુના મારી આગલ મારા પડોસીએ વાત કીધી હતી કે પેહેલાં તમારે ત્યાં એક ઘણો ખુબસુરત નસલી કરીને છોકરો હતો તે નાહાસી ગયો છે એ વાત ખરી છે?" સુનાએ શરમાઇ જઇ નીચે જોયું, ત્યાં પોતાના એક વહાલાની યાદ આવવાથી આંખમાં આંસુ લાવી જવાબ દીધો, "હા, ખરી વાત છે, પણુ ધન તે તું શું કામ પુછે છે?" ધને કહ્યું, "હા, મને પુછવાનું એક કારણુ છે પણુ તુંને દલગીર થતી જોઇ હવે કંઇ પણુ વધારે કહેવાનું હું મોકુફ રાખુંછું;" પણુ સુનાએ તેણીને કાલાવાલા કરી કહ્યું, "નહીં ધન તું કંઇ ભેદ રાખે છે, તે જાહેર કરશે નહીં ત્યાં સુધી હું અન કે પાણી લેનાર નથી, કારણુ કે તું જાણેચ કે એ કેવા શખ્સની તેં વાંત કાહાડી છે કે જેને માટે મને આ સઘલું સુખ અકારૂં લાગે છે." ધને કહ્યું, "જ્યારે તું સાંભલવા માગે છે તો હું તુંને કહુંછું, કે આજે ચાર મહીનાની વાત પર હું પુણે ગઇ અને ત્યાંની એક ધર્મસાલામાં ઉતારો લીધો હતો. તે વખતે મારી પાસેના ઓરડામાં એક જુવાન ખુબસુરત છોકરાએ પણુ ઉતારો લીધો હતો. બે દીવસ જવા બાદ તે છોકરો બહાર જઇ આવ્યો. તેને ઘણીજ જોરમાં તાપ ચહડી આવી, તેની સારવારમાં સર્વે ગુંઠાયાં, ડાકટરો બોલાવવામાં આવ્યા તે લોકોએ જણાવ્યું કે મગજે બોખાર ચહડી ગઇ છે અને આશા ખોટી છે. મને દયા આવવાથી હું તેની આગલની આગલ રહી. રાતના કલાક દશને સુમારે તે છોકરાએ આંખ ઉંગાડી, ત્યારે મેં તેને કહ્યું કે તારી હાલત સારી નથી માટે તારૂં કોઇ ઓલખીતું હોય તો જણાવ. તેના જવાબમાં તેણે કહ્યું, કે હા, બેહન, હું મારો હાલ સમજુંચ, ને અહીં મારૂં ઓલખીતું કોઇ નથી વાસ્તે આ

મારી છેલ્લી અરજ છે તે કબુલ કરશો તો મોટો ઉપકાર થશે કે શાહબાદ ગામમાં હોરમજી શાહબાદવાલા કરીને મારા સગા રહે છે તેવણુને એક સુના નામની છોકરી છે તેઓને કહેજો કે તમારો નસલી આખરે દુ:ખી થઇ મુઓ છે, પણ આ સમાચાર તેઓને એકદમ જણાવતાં ના, નહીં તો તેઓ ગભરાઇ જશે, ને હું તમોને વીનંતી કરીને કહુંછું કે જો હું મરી જાઉં તો આ મારી એક પેટી છે તે તમારા સવાધીનમાં લેઇ તેમાં જે હોય તે તમારાજ ઉપ્યોગમાં લેજો કારણ કે મારો કોઇ વારસ નથી કે તેને આપું ને હોરમજીની સુનાને આ સમાચાર કહેવા પછી તેણીને તમારે થી બનતો દીલાસો આપજો ને કહેજો કે આપણે પેલી દુન્યાંમાં સાથે મલશું." એટલું કહી તે પાછો ઉંઘમાં પડયો તેને દવાઇનો ભાગ આપવા પછી હું મારા ઓરડામાં જઇ સુતી ને સવારે એક નોકરે આવી બારણાં ઠોક્યાં ને ખબર આપી કે નસરવાંનજી સેઠ ગુજર્યા છે, તેવીજ હું તેવણનાં ઓરડામાં ગઇ ત્યાં હોટેલનાં ધણી હાજર હતા તેવણે ક્રીયા કરવાનો સર્વે બંદોબસ્ત કરી રાખ્યો હતો. નવ વાગે તેવણની લાસને ઠેકાંણે પાડવામાં આવી ત્યારપછી હું થોડો વખત સુરત રહી આવી ને પછે તમારી તરફ આવી ને તે મરનારનો હોકમ બજા લાવવા તમારા બંગલામાં ભાડે રહી, અને ખોદાએ આજે મને મારી ફરજ બજાવવાની સારી તક આપવાથી તે ખબર મેં તમોને જણાવામાં મારી ફરજ અદા કીધી છે, કારણ કે તેવણની પેટીમાંથી મને આસરે છસો રૂપીઆ રોકડા મલ્યા હતા અને મુંબાઇમાંથી ખરીદ કીધેલી કેટલીક ફેનસી જણસો હતી તે મને હવે એમ લાગેચ કે તે પાછો તમારી તરફ આવતો હશે, અને વંહાલી સુના, તે બધી જણસો તારેજ વાસ્તે ખરીદી હશે કારણ કે તું આવી દોલતમંદ થઇ છે તેની તેને બીલકુલ ખબર ન હોતી, પણ તુંને મલવાની આશામાં તેતો દુન્યા છોડી ગયો." ધને પોતાનું બ્યાન પુરૂં કીધું, અને સુના બેસુદ્ધ હાલતમાં ખુરસી ઉપર પડી રહી, અને સુધીમાં આવવા પછી તેણી પોતાનાં બાલ પીખવા લાગી, તેણે પોતાનો પોશાક ફાડી નાખ્યો અને આમથી તેમ દીવાનીની મીસાલ ફરતી ભીંત સાથે માથું ફોડતી ગઇ, અને જ્યારે ત્યારે એમજ બોલતી, "ઓ, નસલી, હું તારીજ પાછલ આઉંચ." ઘેરનાં સર્વે લોકો એકઠાં થયાં હોરમજી પણ આવી લાગા તેવણને દુર લેઇ જઇ ધને આ બનાવનું ટુકમાં કારણ કહી સંભલાવ્યું. એક કલાક પછી સુના આખરે ઠાકીને પલંગપર જઇ સુતી અને ભર ઉંઘમાં પડી.

---

# પ્રકરણ ૧૪ મું.

## સોરાબ જુગારી ને માકો મારવાડી.

એક મહીના પછી બરજોરજીનાં વસીઅત નામામાં લખવામુજબ સોરાબને પોતાનાં હીસ્સાનાં પચાસ હજાર રૂપીઆ મલ્યા. આ રકમ આવવાથી લોભી સોરાબને લોભ કમતી થવાને બદલે વધારે થયો. દોલત મેલવવાનાં તેને કેવા કેવા બદ ઉપાયો કામે લગાડયા અને તેમાં તે કેવી રીતે નીશફલ ગયો તે વાંચનાર સારી રીતે જાણે છે, પણ આ પચાસ હજાર મલવા પછી તેને બેવડા, ત્રણ ઘણા કરી લખપતી થવાનાં ઇલાજો શોધવાનો તેણે ઠેરાવ કર્યો; અને આખરે જુગાર સીવાય બીજો કંઇ રસ્તો તેને સારો માલમ પડયો નહીં. હવે આપણે એવણની જુગારખા-નામાંજ મુલાકાત લેઇએ. તે વખતે મુંબાઇમાં કોટની બહાર બહુ જુજ વસ્તી હતી અને તેથી ત્યાં જુગારખાનાઓ બહુ વધી ગયાં હતાં. પો-લીસનો બંદોબસ્ત જેવો જોઇએ તેવો ન હોતો. એક દીવસે સોરાબે એક જુગારખાનાનો દરવાજો ઠોકયો, અને એક કદરૂપા ચેહેરાવાલા શખ્સે દરવાજો ઉંગાડયો અને સોરાબ અંદર દાખલ થયો. થોડે થોડે છેટે ટેબ-લોની હાર ગોઠવેલી હતી અને તેની ઉપર જુગારીઓની ટોલી પોતાનો સટ્ટો ચલાવી રહી હતી. ઘડીકમાં કોઇનો ચેહેરો હસ્તો તો ઘડીકમાં કોઇનું લોહી પાંણી મારી ગયલું દીસતું હતું. જે બાજુએ જીત થતી તે બાજુએ સર્વે અદેખાઇની નજરે જોતા અને તે જીતનારને,બીજી વખત રમવાની ફરજ પાડતા. દારૂની બાટલીઓ તેઓ સામે તૈયાર હતી, કારણ કે કોઇ રમનાર હારતો તો તે પોતાનો ગમ ભુલાવા થોડો છાંટો પીતો. ત્યાં કઇ હલકી પંકતીનાં જુગારીઓ હતા નહીં પણ તે વખતે મોટા શેઠીઆઓમાં ખપનારાઓબી શામેલ હતા, તેવા જુગારખાનામાં આપણા સોરાબજી બીરાજ્યા અને પોતાની ટોલીવાલાની ટેબલ આગલ જઇ ખુરસી ઉપર બેઠા. ગજવામાં હાથ ઘાલી નોટોનું એક બંડલ અને રોકડા રૂપીઆની એક કોથલી કાહાડી ટેબલ ઉપર મુકી, ને પછી જોઇ લેવો તેઓની બાજીનો પાસો. સર્વેના હાથમાંથી પાસાઓ જપાજપ ગબડવા લાગ્યા. પેહલાં સોરાબનાં નસીબે યારી આપી. તેની સામે રમનારો હરીફ કોઇ પીરોશાહ નામનો એક શેઠીઓ હતો. થોડા વખતમાં બાજીનું સુકાન ફર્યું અને સોરાબનું નસીબ પણ ઉલટું ફર્યું. થોડા વખતમાં સોરાબ તમામ પૈસા હારી એક પૈ વગરનો થઇ ઉભો. વાંચનાર જાણશે કે તેણે ચાલીસ હજાર રૂપીઆ ખોલ્યા હતા અને તેના

વારસામાં હવે ફક્ત દશ હજાર બાકી રહ્યા, તે તેણે પોતાની બાયડી શીરીનને આપવા કબુલ કીધા હતા. તેનું ઘેર મુકી આવ્યો હતો, પણ હારેલો જુગારી બમનો રમે તેમ સોરાબ ત્યાંથી ઉઠી તરત પોતાને ઘેર જઇ તે દશ હજાર રૂપીઆ લેઇ આવ્યો અને બીજી વાર રમવા બેઠો કે પેહેલેજ દાવે એકદમ તે દશ હજાર રૂપીઆ હારી ગયો. તેનું મગજ ફરવા લાગું. તેની આંખે અંધારાં આવ્યાં. તેનાં જોડીઆએ તેને દારૂ પાયો, જેથી જરા હોશીયાર થયો, ત્યારે પીરોશાહ શેઠે તેને ત્રણ હજાર રૂપીઆ ઉછીનાં આપવા કહેવાથી સોરાબ તે ઉછીનાં નાણાં લેઇ રમવા બેઠો પણ તે પણ હારી ગયો ત્યારે રમવાનું મોકુફ કીધું અને પીરોશાહ શેઠને તેવણનાં રૂપીઆ પાછા આવતી કાલે આપવાને વાયદો કીધો, ત્યારે પીરોશાહ શેઠે કહ્યું કે મારે ત્યાં કાલે મેજબાની છે તેથી મારેથી અવાશે નહીં, માટે, હવે તો આપણી દોસ્તી બંધાઇ છે તેથી હું તમોને ઇજન કરૂંચ કે કાલે રાતે મારે બંગલે ખાણાં ઉપર તમે પણ હાજર થજો ને રૂપીઆ પણ બને તો ત્યાંજ લેતા આવજો. સોરાબને જરા ધીરજ આવી તે ત્યાંથી ઉઠી પોતાને ઘેર જઇ સુઇ ગયો પણ તેને ઉંઘ આવી નહીં. આવતી કાલે ત્રણ હજાર રૂપીઆ કયાંથી લાવવા તેનાં વીચારમાં પડયો. આખરે તેને એક ઇલાજ માલમ પડવાથી તેને ઉંઘ આવી.

સવારના ઉઠતાંને વાર તે પાછો જુગારખાનામાં ગયો, ત્યાં તેને કોઇ બીજા જુગારી સાથે ઓલખાણ હતી જે સર્વેને પૈસા પણ મોટાં બ્યાજે ધીરતો હતો, તેનું નામ માકુ મારવાડી હતું. તેને જઇને સોરાબે ત્રણ હજાર રૂપીઆ પોતાને આપવાની માંગણી કીધી, એવું જણાવીને કે તે થોડા દીવસમાં બ્યાજ સાથ પાછા આપી દેશે. માકુ મારવાડી ને ખબર હતી કે તેની પાસે પચાસ હજાર રૂપીઆ હતા તે બધા જતા રહ્યા છે અને સામું ત્રણ હજાર કરજ થયલું છે તથા હાલમાં એની પાસે એક અડધીપણ નથી તેથી તેને જવાબ દીધો, "સોરાબજી હું રૂપીઆ આપવા તૈયાર છું પણ હમણા તમારી હાલત કેવી છે તે હું સારી પેઠે જાણુંચ કે તમારી પાસે એક પૈસો નથી કે કંઇ સટ્ટો રમીને આ ત્રણ હજાર જીતીને પાછા આપો, તે છતાં જો તમોને રૂપીઆ જોયે તો હું એક સરત કહું તે કબુલ કરો તો વગર બ્યાજે ધીરૂં ને તેમાં તમોને વધારે ફાયદોબી થશે," સોરાબ સુડી વચ્ચે સોપારીની પેઠે આવી ગયો હતો, તેને બીજો કંઇ ઇલાજ ન હોતો, તેથી તેને માકુ મારવાડીને કબુલાત આપી ત્યારે તેણે તેને નીચે મુજબ કરવાને સમજાવ્યો :—

"પીરોશાહ શેઠે આજે તુંને જમવાનું ઇજન કીધું છે ત્યાં હું તુંને

ત્રણ હજાર રૂપીઆ આપું તે લેઇને જજે. તેવણ જુગારનાં એટલા તો શોખીન છે કે તુંને પોતાના ઘરમાંજ રાતે જુવો રમવા કહેશે, તે વખતે તું કબુલ કરજે ને રમવા બેસજે ને રમતાં રમતાં તું કંઇ એવી ગત કરજે કે તેની નજર કોઇ બીજી ગમ જાય; જેવી નજર ખસી કે તરતજ તેના પાસા ખસેડી નાખી, આ હું તુંને આપુંચ તે પાસા મુકી દેજે, કારણ કે એ પાસામાં એક યુક્તીની બનાવટ છે જેથી જે કોઇ એ પાસાથી રમે તે જીત્યા વગર રહે નહીં, પણ પકડાઇ ગયા તો ખરાબી થાય માટે સાવચેતી રાખી એટલી તદબીર કરજે એટલે તું એકેએક દાવ જીતશે, અને પછી જે રકમ તું જીતે તેમાં અડધો ભાગ મારો, બોલ કબુલ છે?"

સોરાબે વગર વીચારે લોભાઇને કબુલાત આપી અને ત્રણ હજાર રૂપીઆ તથા પેલી દગાવાલી બનાવટના પાસા લેઇ ત્યાંથી ચાલતો થયો.

પીરોશાહ શેઠ આસરે ચાલીસ વરસની ઉમરના એક શોખીન અને દોલતમંદ ગ્રહસ્થ હતા. વાલકેશ્વરમાં દરીઆને કીનારે તેવણનો એક મોટો બંગલો હતો, અંદરથી તે ઘણોજ સીંગારેલો હતો, તેવણની ટેબલ ઉપર દર રોજ આઠ દસ દોસ્તો સાથે બેસીને જમતા, તેવનું દીલ ઘણું સખી અને નરમ હતું. સાંજે છ કલાકે સોરાબની ગાડી બંગલા આગલ આવી ઉભી. તેને બંગલામાંના એક સીંગારેલા ઓરડામાં લેઇ જવામાં આવ્યો, ત્યાં આસરે દશ બાર ગ્રહસ્થો આવેલા હતા, તેમાંના કેટલાકને તે ઓલખતો હતો, અને જેની સાથ તેને પીછાણ નહીં હતી તેની સાથે પીરોશાહે ઓલખાણ કરાવ્યા બાદ સોરાબે પીરોશાહનો ઘણો ઉપકાર માની ત્રણ હજાર રૂપીઆની નોટનું બંડલ તેવણના હાથમાં મુકયું. પીરોશાહના મનમાં તેના પ્રમાણીકપણા વીશે સારો વીચાર બેઠો. જ્યારે મેજબાનો એકઠા થયા ત્યારે સોરાબે પીરોશાહને પુછયું, "કે હવે બધા આવી રહ્યા કે કોઇ બાકી છે," તેટલામાં ઓરડાના બારણા ઉગડ્યાં અને હજુરીઆએ મી૦ શાવકશાહના આવ્યાની ખબર આપી. સર્વેની નજર બારણા તરફ ગઇ, ને મી૦ શાવકશાહ અંદર દાખલ થયા. સર્વે કોઇએ તેવણને સલામ કરી ખબર અંતર પુછી, પણ સોરાબ તો તેવણને જોતાં વાર ત્યાંનો ત્યાંજ ઉભો રહી ગયો અને અજાયબીમાં ગીરફતાર થઇ પડયો. મી૦ શાવકશાહ આસરે વીસ વરસની ઉમરનો એક જુવાન ગ્રહસ્થ હતો તેનો ચેહેરો ઘણો ખુબસુરત હતો, તેનો પોશાક કોઇપણ રીતે એશકી ન હોતો. જેમ તેનો બહારનો દેખાવ સુંદર અને સફાઇદાર હતો તેમજ તેની રીતભાત પણ સુધરેલી અને લાયકી ભરેલી હતી. આ સઘલા મેજબાનોમાં તેને ફકત ચાર કે પાંચ જણાંઓ સાથજ ઓલખાણ હતી, તો-

પણ તેની લાયકીને સર્વે જણાં માન આપતાં. પીરોશાહે શાવકશાહને સોરાબ સાથે પોતાના મીત્ર તરીકે ઓલખાણ કરાવી. હવે પેહેલી વખતે શાવકશાહને જોઇને સોરાબ અજાયબ થયો હતો તેનું કારણ એ કે એક દીવસ સોરાબને રાતની વખતે એક લુટારો લુટવા જતો હતો તે વખતે એકાએક તે જગો શાવકશાહ આવી લાગો અને તે લુટારાને ગલચીમાંથી પકડી પોતાની લાકડી વતી એક જોરમાં ફટકો માર્યો, જેથી સોરાબ છુટો થયો, અને તે લુટારાને બંને જણાએ પકડી પોલીસને હવાલે કીધો. આવી રીતે સોરાબ શાવકશાહના ઉપકારમાં આવ્યો હતો, તો પણ શાવકશાહ પોતે બજાવેલી સેવાની કંઇ દરકાર કરતો ન હોતો, તેને આ વખત હાજર થયલો જોઇ, સોરાબ જરા અજાયબ થયો; હવે સર્વે જણાં ખાણાની ટેબલ ઉપર જમવા બેઠાં.

ખાણું પુરૂં થવા બાદ આસરે દસ વાગે સર્વે જણાં પોત પોતાને ઘેર ગયાં, પણ પીરોશાહે સોરાબને રહેવા કહ્યું, એવું જણાવીને કે એકાદ બે દાવ રમીને જજો. જ્યારે તેઓ એકલા પડ્યા, ત્યારે સોરાબે તેવણને, શાવકશાહ કોણ છે, તે વીશે પુછતાં, પીરોશાહે જણાવ્યું, કે "ખરસેદજી ખાનબહાદુર મારા એક દોસ્તદાર છે કે તેવણની મારફતે મને શાવકશાહ સાથે ઓલખાણ પડી છે, કારણકે જેમ તમોને લુટારાથી બચાવ્યા તેમજ એવણને પણ સોલાપુર આગલ લુટારાની ટોલીથી બચાવ્યા, એટલુંજ નહીં પણ એવણનો જીવ બચાવ્યો છે તેથી ખરસેદજી ખાનબહાદુર એવણને ઘણા ચાહે છે અને સાંભલવા પ્રમાણે એવણની એકની એક બેટી પરીચેહેર નામે છે તેની સાથે એના લગન કરી આપશે. હવે ચાલો રાત જાય છે, બે દાવ રમી લઇએ." એમ કહી પાસા લાવવાનો હોકમ કીધો. થોડા વખતમાં ટેબલપર પાસા ગબડવા લાગ્યા. પીરોશાહના નસીબે પેહેલી યારી આપી, જેથી સોરાબ ઉપર તેણે દસ હજારની ફતેહ મેલવી, તેટલાં એકાએક તે ઓરડાનાં બારણાં ઉંગડ્યાં અને શાવકશાહ અંદર દાખલ થયા. બંને જુગારીઓ ચોંકી ઉઠયા, અને તેવણને પાછા આવવાનું કારણ પુછતાં જણાવ્યું કે તે પોતાનું ઘડીઆલ એ ઓરડામાં ભુલી ગયો હતો. તેણે એક ખીલી ઉપર ઓરવેલું ઘડીઆલ કાહાડી લીધું. શાવકશાહે તેને બે દાવ રમવાની અરજ કીધી, પણ તેણે નાપાડી. આવી વાતમાં સોરાબે પીરોશાહનું મોહ શાવક તરફ ફરેલું જોઇ તરત પેલા પાસા ખસેડીને પોતાના પાસા મુકી દીધા. આ કાવત્રું શાવક તરત પામી ગયો, પણ કંઇ બોલવા વગર જરાક ગુસ્સે થઇ ચાલી ગયો. હવે જોઇ લેવો કે પીરોજશાહ તરફથી સુકાન ફરીને સોરાબ તરફ રૂપીઆના ઢગલા અને નોટના બંદલોનો જથો એકઠો થવા લાગો.

રાતે બે વાગાની અંદર જ્યારે તેઓ થાકીને ઉઠયા ત્યારે સોરાબે પેહેલા દશ હજાર રૂપીઆ પીરોશાહ શેઠને પાછા આપ્યા, અને બાકીના પોતાના જીતેલા રૂપીઆ ગણતાં તે ચાલીસ હજાર રૂપીઆ જીત્યો હતો, પણ પીરોશાહ શેઠના મોહ પર જરા પણ દલગીરી કે નાસીપાસીની નીશાની જણાઈ નહીં, અને આપણો સોરાબેતો ચાલીસ હજારનો ખોબો લેઇ ઘર તરફ ચાલતી પકડી.

---

## પ્રકરણ ૧૫ મું.

### ખરસેદજી ખાનબહાદુર અને પરીચેહેર.

પોતાના એક સીંગારેલા ઓરડામાં ખરસેદજી ખાનબહાદુર એક ખુરસી પર બેસી ન્યુસપેપર વાંચતા હતા. તેવણુની ઉમર આસરે સાઠ વર્ષની હતી, અને તેવણુના ચેહેરા ઉપરથી તેવણ એક ઉદાર અને આબરૂદાર ગ્રહસ્થ માલમ પડતા હતા. તેવણુની સામે તેવણુની એક છોકરી પરીચેહેર બેઠી બેઠી ભરતી હતી. તેણી સતર વર્ષની ઉમરની એક ખુબસુરત છોકરી હતી. વાંચનાર જાણે છે કે શાવકશાહે પરીચેહેરના બાપનો એક વખત જાન બંચાવ્યો હતો, તે ઉપરથી તેઓ વચ્ચે ઓળખાણ પડી હતી, એટલુંજ નહીં પણ ખરસેદજી તેને પોતાના બચ્ચાં કરતાં વધારે પ્યારથી ચાહતા હતા, ને મહીનાના વીસ દહાડા પોતાને ત્યાંજ રાખતા, અને મોટે મોટે ઠેકાણેથી જમવાના તેડાં આવે ત્યાં પોતે નહીં જતાં શાવકશાહનેજ મોકલતા. આ ઉપરથી પરીચેહેર પણ શાવકશાહને ચાહવા લાગી, તોપણ તે પ્યાર તદન છુપોજ હતો. ઉપરં કહેવા મુજબ ખરસેદજી ન્યુસપેપર વાંચતા હતા પણ તેવનના હાથમાંથી એકાએક પડી ગયું, તોપણ તે પાછું લેવાની તેવણે દરકાર કીધી નહીં અને પોતાની પરીચેહેર તરફજ જોતા બેસી રહ્યા. પરીચેહેર જ્યારે આંઠ વર્ષની ઉમરની હતી ત્યારે તેની મા ગુજરી ગઇ હતી, તેણી મરતી વખત પોતાના ધણી ખરસેદજીને કહી ગઇ હતી કે પરીચેહેરને પરણાવતી વખત પૈસા અને ભપકા તરફ જોતા ના, અને ઉતાવળ કરી તેણીને ફાંસમાં નાખશો ના, પણ કોઇ થોડી પુંજીનો પણ સારા ગુણવાલો અને તે પણ તેણીનો પસંદ કીધેલો ખાવીંદ જોઇનેજ તેણીને પરણાવજો. આવી રીતના તેણીના બોલો એકાએક ખરસેદજીને યાદ આવ્યાથી તેવણના હાથમાંથી ન્યુસપેપર પડી ગયું હતું. તેવણના સઘળા વીચાર શાવકશાહમાંજ સમાયલા હતા, તેના જેવો લાયક જમાઇ તેને મળવો કઠણ છે એ

તેવણ સારી રીતે સમજતા હતા, તેમજ પરીચેહેર પણ તેને ચાહતી હતી. તેવણે પોતાનું ઘડીયાળ કહાડી વખત જોતાં માલમ પડયું કે શાવકશાહનો રોજનો આવવાનો વખત થયો હતો. તેવણ ત્યાંથી ઉઠી બીજા ઓરડામાં ગયા, અને નોકરને હુકમ કીધો કે શાવકશાહ આવે તો તે ઓરડામાં મોકલવા. આસરે દસ મીનીટ પછી શાવકશાહ આવી પુગો અને ખરસેદજીએ તેને પ્યાર સાથ આવકાર દઇ પોતાની પાસે બેસાડયો. "કેમ, મારા વહાલા શાવક," ખરસેદજીએ પુછયું, "રાતે પીરોશાહને ત્યાં તારો વખત કેમ ગયો હતો? તુને એવે ઠેકાણે જવાને પસંદ છે કે નહીં?" શાવકે જવાબ દીધો "હા, મારા મેહેરબાન હું તે પસંદ કરૂંછું, પણ મને એ બાબદ કોઇ રીતનો શોખ નથી, તે છતાં તમારી મેહેરબાનીથી જે જે સુધરેલી મંડલીઓમાં હું ફરયો છું તેથી મને આગલનાં કરતાં સારો અનુભવ મલ્યો છે. અગાઉ મેં કોઇ મંડલી જોઇ નહોતી અથવા એવા મોટા શેઠીયાઓની ટેબલ ઉપર સાથે બેસી ખાધું નહીં હતું, તેમજ મારી પાસે કંઇ પૈસો પણ નહોતો; હાલમાં જેટલું મારી પાસે છે તેજ મારી દોલત છે અને તેટલાં પરજ સંતોશ પકડું છું." ખરસેદજીએ કહ્યું, "હા, દીકરા તારા ગુણ હું સારી રીતે જાણું છું અને તેથીજ હું તુને રોજ વધારે ને વધારે ચાહું છું." એટલામાં ઓરડાના બારણા ઉગડ્યાં અને પીરોજશાહ શેઠ દાખલ થયા. ખરસેદજીએ તેવણને ઘટતો આવકાર દેઇ ખુરસી આપી બેસાડ્યા ને શાવક જરા દુર જઇ બેઠો. પીરોશાહ શેઠે ખરસેદજીને કહ્યું, "તમારા શાવકશાહ સાથે મને ગઇ રાતે સારી રીતે વાત કરવાની જોગવાઇ મલી હતી, અમે રમવા બેઠેલા હતા અને એવણને રમવા કહ્યું પણ એવણે ના પાડી, પણ મારે જણાવવું જોઇએ કે હું કાંઇ પૈસાના લોભને ખાતર રમતો નથી. ફકત મારો વખત ગુજારવા રમું છું, પણ એ રમત જરા ભારી તો પડે છે ખરી." ખરસેદજીએ કહ્યું કે "તમારૂં રમવાનું કારણ ગમે તે હોય પણ તમે મારા શાવકને વધારે બોંહોસ નહીં કીધી તેથી હું તમારો મોટો ઉપકાર માનું છું. હું પણ અગાઉ રમતો હતો પણ આજે વીસ વરસ થયાં એ વાત મેં તદન છોડી દીધી છે. પણ તમારી રાતની રમતમાં હાર જીત કોણની થઇ?" પીરોશાહ શેઠે ઠંડે પેટે જવાબ દીધો, "હું કંઇ આસરે ચાલીસેક હજાર હારી ગયો હોઇશ." આ વખતે શાવકે ત્યાંથી ઉઠીને ખરસેદજીને કહ્યું કે હું જરા બહાર જઇ પાછો આવું છું એમ કહી તે ઘરની બહાર નીકલ્યો અને સોરાબના ઘર તરફ ચાલ્યો. આ વખતે સોરાબ પોતાના ઘરમાં ટેબલ ઉપર રાતના જીતેલા રૂપીઆની કોથલીઓ અને નોટનાં બંડલો મુકી માકુ મારવાડીની આવવાની વાટ જોતો

વીચારમાં બેઠો હતો. એ રીતે તે ખુશી હતો કે તેને આવી રીતે વગર મેહેનતે વીસ હજારનો તડાકો પડશે. તેને ફીકર માત્ર એટલીજ હતી કે રખે રાતે શાવકે તેની યુક્તી જોઇ હોય અને તે પીરોશાહ શેઠને કહી દે, અને બીજી એ કે માકુ મારવાડી હરામમાં વીસ હજાર લેઇ જશે. મેહનત તો મેં કીધીચ. આવા વીચારમાં તેને કંઇ ચેન પડયું નહીં તેથી પોતાના મનમાંથી તે વીચારો દુર કરવાના સબબથી પેલા ખોટા પાસા પોતાના ગજવામાંથી કહાડી તે એકલોજ ફેંકવા લાગો, અને થોડા વખતમાં તેનું મન તે ઉપર એટલું તો લાગી ગયું કે કોઇ દાદર પર ચઢી આવતાં માણસના પગલાં પણ તે સાંભલી શકયો નહીં પણ ચાકરે આવી જ્યારે મી૦ શાવકશાહની આવવાની ખબર કરી ત્યારે જાણે ઊંઘમાં હોય તેમ એકદમ ચોંકી ઉઠયો. તે તરત પાંમી ગયો કે, પાપનો ઘડો ફુટયો ખરો. પેલા ખોટા પાસા સંતાડી દેવાનો તેને તરત વીચાર આવ્યો, પણ તે પેહેલાં તો શાવક તેની સામે આવી ઉભો તેથી રખે તેના મનમાં શક જાય એવું સમજી ત્યાંજ પડી રહેવા દીધા અને શાવક સાથે શેકહેન્ડ કરી તેને ત્યાં ઘેર સુધી આવવાનું કારણ પુછયું, શાવકશાહે જણાવ્યું કે હું ત્યાં એક ઘણાં અગતનાં કામસર આવ્યો છું, બીજું કંઇ કારણ નથી, ને તે હું ધારૂંચ કે તમે આગલથી સમજી ગયા છો. શેરાબે અજાણપણું દેખાડયું કે નહીં હું કંઇ જાણતો નથી. શાવકે જવાબ દીધો કે જ્યારે તમે જાણતાજ નથી તો કહો કે તમે ગઇ રાતે પીરોશાહનાં દગાથી ચાલીસ હજાર રૂપીઆ લીધા છે? સોરાબ તરતજ તાતો મીજાજ કરી ઉભો થયો ને જોરમાં કહ્યું, "શું, તું મારી ઉપર જુંઠું તોહોમત મુકવા આવ્યો છે?" શાવકે તેનો જવાબ તેટલાજ જોરથી દીધો, "તે ખરૂં તોહમત છે." સોરાબનો ચેહેરો સફેદ ને ફીકકો મારી ગયો અને તેનામાં બોલવાની તાકાત રહી નહીં, ત્યારે શાવકે કહ્યું, "જો, સોરાબ તુંને તારૂં ભલું ચાહાવું હોય તો મારા કહેવા પ્રમાણે ચાલ, ને હવે એ જુઠા ઢોંગ છોડી દે." એમ કહી તેણે પેલા પાસા ટેબલ ઉપરથી ઉચકી લીધા. સોરાબ સામે તો થયો પણ તેને આંચકો મારી શાવકે દુર કીધો અને કહ્યું, "સારાબ તું એક હીચકારો છે, તું તારો બચાવ કદી કરી શકવાનો નથી, વાસ્તે મારી સલાહ એજ છે કે તું તે રૂપીઆ પીરોશાહ શેઠને પાછા આપે, તે પણ એવી રીતે કે તું પીરોશાહ શેઠને ત્યાં કાંઇ કામ સારૂં બોલાવ અને તેવણ આગલ આ તારા પાપનો પસતાવો કરી તારો ગુનાહ કબુલ કરી તેવણ પાસે માફ માંગીને તેવણનાં રૂપીઆ પાછા આપી દે, તેવણ તારી આ બદ ચાલને એક

વખત માંફ કરશે એવું તે સારૂં માણસ છે, અને એ વાતની મારી ખાતરી કરવા હું આવતી કાલે હ્યાં આવી આ પાસેનાં ઓરડામાં બારણા બંધ કરીને બેસી રહીશ, કારણકે વખતસર તેવણ તુંને માંફ નહીં કરે અને તુંને એકદમ પોલીસને સવાધીન કરે તો હું તરત બહાર આવી વચમાં પડી તેવણને સમજાવીશ; અને તુંને માફી બખસાવી તારો બચાવ કરીશ, વાસ્તે આ મારી શીખામણ પ્રમાણે ચાલશે તો ઠીકજ છે નહીં તો પસતાવું પડશે." સોરાબ થરથર ધ્રુજવા લાગો અને શાવકશાહને કબુલાત આપી તેથી તેવણ ત્યાંથી ચાલી ગયા. તેજ દીવસે સાંજે સોરાબે પીરોશાહ શેઠને ચીઠી લખી કે "એક ઘણુંજ અગતનાં કામને વાસ્તે કાલે સવારનાં સાત વાગે મેહેરબાંની કરી મારે ઘેર આવી મલવાની તસદી લેવી."

---

## પ્રકરણ ૧૬ મું.

### કસબી બાલનો જુલફ.

વાંચનારને યાદ હશે કે ખરસેદજી ખાનબહાદુર અને પીરોશાહ શેઠને વાત કરતા મુકીને શાવક બહાર નીકલ્યો હતો. વાત કરતાં તેઓ કંઇ વીઘા સંબંધી બાબદ ઉપર આવ્યા, તે વખતે પીરોશાહને વાંચવા માટે એક ચોપડી જોઇતી હતી તેની એક નકલ ખરસેદજી પાસે હતી તે થોડા દીવસ વાંચવા માંગી. ખરસેદજીએ તે આવતી કાલે તેવણને ઘેર પોંહોંચતી કરવાની કબુલાત આપી હતી. બીજે દીવસે ખરસેદજીને ઘરમાં એકલા હોવાથી કંઇ ચેન પડયું નહીં તેથી તે ચોપડી લેઇ પીરોશાહને ઘેર જવાને ગાડી જોડવાનો હોકમ આપ્યો. પીરોશાહનું ઘર ફકત એક માઇલને છેટે હતું. જયારે ખરસેદજી ત્યાં જઇ પુગા, તે વખતે પીરોશાહ પોતાની ટેબલ આગલ થોડાંક કાગલો કાહાડી વાંચવામાં ગુંથાયા હતા, અને તેવણનું ધ્યાન તેમાં એટલું તો રોકાઇ ગયું હતું કે ખરસેદજી અંદર દાખલ થયા તેની પણ તેવણને ખબર પડી નહીં. ખરસેદજી મુગાજ ઉભા રહ્યા ને તેના કામને વખતે તેને અડચણ કરવાને તેવણ નાખુશ થવા લાગા. પીરોશાહના હાથમાં એક કાગજ હતું ને તેની ઉપર એક કસબી બાલનો ગુંથેલો જુલફ હતો, જેની તરફ તે ટગર ટગર જોયા કરતો હતો. પછી તે જુલફ તેણે ઉંચકીને પોતાની આંખ સાથ દાબીને એક હાય મારી. આ વખતે ખરસેદજીએ પોતાના બુટ જમીન સાથે ઘસડ્યાં, જેથી પીરોશાહે પાછલ ફરીને જોયું, ને ખરસેદજીને જોયા તેવાજ તરત ઉઠીને તેવણને ઘણાજ જોરથી

શેકહેન્ડ કીધી. ખરસેદજીએ તેવણુના કામમાં ખલલ કીધાબદલ માંફી ચાહી. પીરોશાહે કહ્યું "નહીં, નહીં, મારા વહાલા દોસ્ત, તમો એમ ના બોલો, તમોને આ વખત આવેલા જોઇ ઘણો ખુશીછું, કારણ કે તમારા સીવાય હું કોઇ બીજો વીશ્વાસુ દોસ્ત રાખતો નથી." "પ્યારા પીરોશાહ," ખરસેદજીએ તેવણુનો હાથ દાબી કહ્યું, "તમારા મરનાર બાપ મારા ખરા દોસ્ત હતા અને હાલ તેવણુની જગો તમોએ રાખી છે તે જોઇ ખુશી છું, તે છતાં તમોને કંઇ મોટો ગમ છે, તે શું છે તે હું જાણુતો નથી, તોપણ તે જાણવાને અને તેમાં મારેથી બનતો દીલાસો આપવાને મારી મોટી ખાહેશ છે." પીરોશાહે કહ્યું. "તમારી માંગણી અગાઉનો મારો વીચાર આજે તમોને મારો ભેદ કહેવાનો હતો કે જેથી મારી છાતીપરના ગમનો બોજો ઓછો થાય, વાસ્તે હમણા મારો ભેદ ખુલ્લો કરી કહુંછું, તે મેહેરબાની કરી ધ્યાનથી સાંભલજો, કે મને તમે છેલે દીલાસો દેવા. નથી મારી બાયડી કે તેની આગલ મારો ભરમ કહું કે નથી મારાં બચ્ચાં કે તેઓને જોઇ મારો ગમ વીસરૂં. ખરસેદજી શેઠ હું આટલી બધી દોલતે દુઃખી છું મને દીલાસો દેનારૂં કોઇ નથી, હું એકલો વાએ જાન આ ઘંઘાર જેવા બંગલામાં પડીને મારા દીવસ ગુજારૂંછું, વાસ્તે આજે તમોને મારા ભેદથી વાકેફ કરી મારો થોડો ગમ ઓછો કરવા ચાહુંછું.——મારા બાપને બે છોકરા હતા, તેમાનો હું ન્હાનો હતો. ચૌદ વરસની ઉમરે મને પુને મોકલી ત્યાંની નીશાલમાં શીખવા મુકયો, તેજ વખતે મારા વડા ભાઇને કોલેજમાં શીખવા રાખ્યો. મારા વર્ગમાં ઘણા ખરા મોટા લોકના છોકરાઓ હતા, અમારો માસ્તર અથોરનાન હતો તેથી અમોને ધર્મની કેલવણી સારી મલતી એટલુંજ નહીં પણ તે અમને અગ્યારીમાં ભણુવા જવાની ફરજ પાડતો, મારા વર્ગના સઘલા છોકરાઓને ત્યાં જવાને સમજાવવામાં આવતા, પણ મને તો સમજાવવાનું કે ઠપકો દેવાનું કંઇ કારણ પડતુંજ નહીં સબબ કે એક રીતે મને જાણે ત્યાં જવા વગર કોઇ દીન ચાલે નહીં એવું હતું અને તે ખરૂં પુછતાં કંઇ ધર્મની લાગણીને લીધે નહીં પણ તે અગ્યારીમાં આવતી એક અતી ખુબસુરત છોકરીએ મારૂં તન અને મન બંને જીતી લીધાં હતાં તેથી તેણીનો ચેહેરો જોઇ મારા જીવને સંતોશ આપવા ખાતર હું દરરોજ અગ્યારી જતો, તેણી મારીજ ઉમરની ચૌદ વરસની હતી. પણ તે એવીતો નાજુક અને પ્યારી દીસ્તી હતી કે હું તેણીની વખાણમાં જેટલું કહીશ તેટલું થોડું છે તેણી હજુર નીર્દોશ હતી પ્યાર શું તે તેણી સમજતી ન હોતી, તેણીનું કદ સરવ જેવું સીધું અને તેણીના સોનેરી

હતો કે માણસ જાત વચ્ચે રહેવા કરતાં ફરેસ્તાઓ વચ્ચે રહેવાને તેણી વધારે લાયક હતી. તેણીનું નામ તેહમીના હતું તેણીના માબાપ જોકે ઘણી સારી હાલતમાં ન હોતાં, તોપણ આબરૂ સાથ પોતાનું ગુજરાન કરતાં હતાં, તેણીનો બાપ તેણીને બચગીમાં મેલી મરણ પામવાથી તેણી એકલી પોતાની મા સાથ રહેતી હતી, પણ કમનસીબે તે મા બીચારી આંધળી હતી, તેથી જ્યારે તેહમીના તેણીનો હાથ પકડી અગ્યારીમાં લઇ આવતી, ત્યારે તે દેખાવ લોકોને દયાથી છક કરી નાખવાને બસ હતો. ઓછામાં ઓછા ચાર મહીના સુધી ફક્ત તે છોકરીને નજરેજ જોયા કીધી અને તેણીનાજ વીચાર મારા મનમાં કર્યાં કીધા. ટુંકમાં ખરસેદજી શેઠ હું તેહમીનાના પ્યારમાં દીવાનો બની ગયો હતો, તે સાથે મને કહેવાની ફરજ પડે છે કે તેણીની ખુબસુરતી પર પ્યાર કરવાને હું લાયક હતો એટલો હું પોતે પણ એક જુવાન અને ખુબસુરત છોકરો હતો. જેમ દીવસો જતા ગયા, તેમ શીખવા ઉપરથી મારૂં મન ઉઠતું ગયું. એક દીવસે રજા હોવાથી મારો એવો વીચાર થયો કે જે બને તે ખરૂં પણ તેહેમીનાના ઘર ભણી જઇ ફક્ત તેણીનું હસ્તુ મુખ જોઇ આવવું, નીશાળથી તેણીનું ઘર બે માઇલને છેટે હતું, પણ એક માશુકને મળવા જતા આશકને સો માઇલનું છેટું દશ માઇલના જેટલું નજદીક લાગે છે, તેજ મુજબ થોડા વખતમાં હું ત્યાં જઇ રંગના બાલ રેશમ કરતાં સુંવાલા અને નરમ હતા. હું તો એમજ ધારતો પુગો તે દીવસ ખરેખર મને ભાગ્યશાળીજ હતો, કારણ કે ખુદરતનો બનાવ એવો • બની ગયો કે, દુરથીજ મને માલમ પડયું કે તેહમીના એક ખેતરમાંના ઝાડપરથી ફુલો તોડીને પોતાને ઘર જવા નીકળી છે પણ રસ્તામાં એક જંગલી કુતરો આડે આવી તેણીની ફુલની ટોપલી પર તરાપ મારવાની મતલબથી તેણી તરફ ભસ્યા કરે છે અને જવા દેતો નથી. આ જોતાંવાર એક મોટો પથર ઉંચકી હું તે તરફ દોડી ગયો અને પેલા કુતરાનાં માથા તરફ ટાંકીને એવા જોરથી માર્યો કે તે બુમ પાડતો ત્યાંથી નાહાસવા લાગ્યો; આ વખતે મારી ખુશીનો શું પાર? એવા નહીં ધારેલા બનાવથી તેણીની સાથે ઓળખાણ કરવાનું, એટલુંજ નહીં પણ તેણીની ઉપર ઉપકાર કરવાનું મને આવું સારૂં કારણ મળ્યું તેથી મારો હરખ સમાઇ શકયો નહીં. ખુશીભરેલાં દીલ સાથે હું તેણીની તરફ ગયો ને તેણીનો નાજુક હાથ ધરી પુછ્યું, "તમોને તે કુતરાથી કંઇ ઇજા થઇછે?" તેણીએ ઘણાજ ધીમા અને મધુર અવાજે મને જવાબ દીધો, "નહીંજી, મને કંઇ ઇજા થઇ નથી, હું તમારો મોટો ઉપકાર માનુંછું, પણ તમે મેહરબાની કરી મારે ઘરે મારી માય આગળ આવશો તો તે તમોને જોઇને

ઘણીજ ખુશી થશે કે તમો હતા તો આજે હું એક આફતમાંથી બચી ગઇ, મારૂં ઘેર નજદીક છે કંઇ દુર નથી." આ બોલો તેણીના ગુલાબી મુખથી સાંભળી મને ઘણો આનંદ ઉપજ્યો, પણ મારા મનમાં એક વીચાર આવ્યો કે, આ જગોએ મારે આવવાનું કારણ વખતે તેની માય પુછે અથવા તો કંઇ બીજો વહેમ લેઇ જાય તો તેથી કામ વધારે બગડે એમ સમજી મેં તેણીને ઘણીજ સભ્યતાથી ના પાડી કહ્યું કે, "મને હાલ અગતનું કામ છે તેથી બીજી વખત હું આવીશ, ને આ બનાવની વાત પણ તેણીએ પોતાની મા આગલ કહેવાની જરૂર નથી." આ રીતથી અમારી ઓલખાણ થઇ. બીજી વખતે હું ગયો ત્યારે તેણી બાગમાં ફરતી હતી અને એજ મુજબ હું અઠવાડ્યામાં બે ત્રણ વખત તેણીને મલવા જતો. બે મહીનામાં, ખરશેદજી શેઠ, મારી તેહમીનાં મારી ઉપર પ્યાર કરતાં શીખી, પણ પોતાની મા આગલ મારે વીશે જરા પણ વાત કીધી ન હોતી. દહાડા અને મહીનાઓ એ રીતે પસાર થવા લાગ્યા; અને અમે અમારો પ્યાર એક એકને ખુલ્લો કીધો. તેણી મને એક નીશાલમાં શીખતા છોકરા તરીકે ગણતી હતી તેથી મેં તેણીને જણાવ્યું કે હું એક દોલતમંદ વેપારીનો છોકરો છું. બે વરસ ગુજરી ગયા અને અમે સોલ વરસની ઉમરનાં થયાં. દીવસ પછી અંધારી રાત આવે છે, તારાથી ચકચકીત થઇ રહેલા આસમાન ઉપર કાલાં વાદલાં ફરી વલે છે, તેજ મુજબ મારા બે વરસના સુખ ઉપર દુઃખનો પડદો પડવાનો વખત થયો. મારા બાપે મને પાછો મુંબાઇ બોલાવવાનો કાગલ મોકલ્યો એવા ઇરાદાથી, કે મારે ઘેરમાં ખાનગી માસ્તર રાખી શીખવું. મારી ખુશીના ખુવાબમાંથી હું ચોંકી ઉઠયો ને તરતજ તેહમીનાને ઘેર જઇ આ દુઃખદાયક ખબર કહી. તેણી રડીને માથું કુટવા લાગી, "અરે, ફીરોજ થોડા દહાડાને વાસ્તે તેં મને કાંય પ્યાર કીધો! અરે! હવે, હું તુને ફરીથી જોવા પામશ કે? શું મને મારી મીઠી આશાના ફલ કડવાંજ મલશે કે? અરે! હું નહીં જાણતી હતી કે તું મારા જીગરનો હાર એવી રીતે મારેથી છુટો પડશે. ફીરોજ, ફીરોજ, મને ના છોડ. હું રાત ને દીન ઝુરી ઝુરીને મરીશ. મારૂં સર તારી જુદાઇમાં પટકી નાખીશ. હાય, ફીરોજ, અરે ખોદા, આ મારી ઉપર શું આફત! અરે! મને હવે ગલે લગાડી પ્યારથી ચુમીઓ કોણ લેશે? અરે, કમબખત તેહમીના! મારો ફીરોજ મારી આંખ આગલથી દુર થશે એમ હું નહીં ધારતી હતી, પણ મારાજ કમભાગ્ય, અરે ફીરોજ, મારી આંખના નુર, તારા રોશન ચેહેરા વગર હવે હું મારી માતાની માફક આંધલી થઇ ફરીશ."

ખરસેદજી શેઠ, તે વખતના મારા દુઃખનો વીચાર કરવો ઘણો મુશકેલ છે. તેણી તો મને જોરથી કોટી કરીને ઉભી ને બોલવા લાગી, "નહીં, ફીરોજ નહીં, હું તુને જવા નહીં દેઉં, જ્યાં તું ત્યાં હું પણ સાથેજ આવવાની, તું દુઃખી તો હું પણ દુઃખી, પણ તુને જવા નથી દેવાની, ને જો ગયા તો તેજ ઘડી આ માથુ ફોડીને જાન આપીશ, વાસ્તે, ઓ ફીરોજ, તું મને બચાવ. મને એકલી છોડી ના દે ને ના જા." એમ બોલી તેણી મારા ખભાં પર ગરદન મુકી નવ-ધાર આંસું પાડવા લાગી, તેણીને મેં ઘણો દીલાસો દીધો કે, "જો, મારી પ્યારી તેહમીનાં હાલમાં જો તું થોડો વખત સબુરી પકડશે તો આખરે આપણે બંને સુખીજ થઇશું, મારો તમામ આધાર મારા બાપ પર છે, માટે હાલ તો મને તેના હોકમને માન આપી છુટો પડવા દે. મારાં જીગરનાં સુખ, મારી આંખનાં નુર, તુંજ મારી આશાની ઠામ છે ને તુનેજ હું પરણીશ, એ હું તુને મારાં ખરાં જીગરથી કસમ ખાઇને વચન આપું છું, વાસ્તે મારા પ્યાર જો તું મને સુખી જોવા ચાહતી હોય તો આટલું દુઃખ તું મારે વાસ્તે ખમ, તેનો બદલો તુને ખોદા વાલી આપશે."

આસરે અડધા કલાક પછી તેણીએ મને પોતાની ગોદમાંથી છોડયો, અને એક હાય મારી, મારી બંને આંખ ઉપર ચુમી લેઇ મીઠે અવાજે કહ્યું, "જા, વહાલા ફીરોજ જા, સુખી થા, તારાં સુખને વાસ્તે ગમે તેવાં દુઃખ ખમવા હવે હું તૈયાર છું, પણ યાદ રાખજે કે જયાં સુધી આ ધાંટીમાં જીવ છે ત્યાં સુધી તારા સીવાય હું કોઇ સાથ પરણનાર નથી, પણ તારીજ જુદાઇના શોકમાં એક વીધવાને હાલે ફરી મારા બાકીના દીવસો આ આ એકાંત ઝુંફડાંમાં જુરીને પુરા કરીશ. વાસ્તે જા, ખોદા તુને સુખી રાખે, એજ મારી દુવા છે, પણ તારી તેહમીનાંને ભુલતો ના." મારો તો દમ બંધાઇ ગયો તેથી કંઇ જવાબ આપી શકયો નહીં, પણ તેણીને મારી ગોદમાં દાબી, હાય મારતો છુટો થઇને ત્યાંથી ચાલતો થયો. બીજે દીવસે હું મુંબઇ જઇ પુગો, પણ મારો તમામ જીવ મારી તેહમીનામાંજ ભરાઇ રહ્યો હતો, મને નહીં ખાવા ગમતું કે નહીં ફરવા ગમતું. તેહમીના વગર મને સર્વે અકારૂં લાગું અને મારૂં શરીર ગમથી તવાતું ગયું. એક દીવસે મારા બાપે મારા ગમનું કારણ પુછ્યું, ત્યારે મેં મારી ભોલા-ઇથી મારી વાતનો ખુલાસો તેવણ આગલ કરી દીધો, પણ તે બાબદ મને દીલાસો દેવાને બદલે એક પોતાનાં દરજ્જાથી ઉતરતાં કુલની છોકરી સાથે પ્યાર રાખવાને વાસ્તે મને ઠપકો દેવા લાગ્યા કે અગર જો તું મારો વડો છોકરો હતે તો તુને એકદમ રદ બાતલ કરતે અને જો હવે પછી તેણી

સાથ કોઇપણ રીતનો વહેવાર રાખ્યોચ તો હું તારૂં મોંહ જોઇશ નહીં. આ તો મારાં દુઃખપર દાહામ જેહું થઇ પડયું, ને હું મારા દીવસ હાય અફ્સોસમાંજ ગુજારવા લાગ્યો. હું રોજ તેહમીના ઉપર કાગલ લખી દીલાશો દેતો. એ મુજબ બે વરસ વીટી ગયાં, ને હું અઢાર વરસનો થયો, તેવામાં કુદરતનો બનાવ એવો બન્યો કે મારો વડો ભાઇ પોતાની કોલૅજના છોકરાઓં સાથે એકદીન શીકાર કરવા ગયો ત્યાં તેનાં એક દોસ્તની ગોલી છટકીને મારા ભાઇના માથામાં લાગી અને તેથી તે મરણ પામ્યો; આથી અમારા આખા ઘરમાં ઘણાંક દીવસ સુધી ગમ તથા શોક ચાલુ રહ્યો. તેનાં મરણની બે મહીના બાદ મારા બાપે એક દીવસે મને બોલાવીને કહ્યું, જો, દીકરા ફીરોજ, તારા વહાલા ભાઇના અકાલ મરણથી હવે મારી આ દોલતનો તું એકલો વારસ થયો છે, માટે હવે હું તુને તારા માસ્તરના કાબુમાંથી છુટો કરૂંછું, તુને તારે ગમે ત્યાં ફરવા હરવાની તથા મોજ મજાહ કરવાની છુટ આપુંછું; એટલુંજ તુને મના કરૂંછું કે જ્યાંસુધી તું એકવીસ વરસનો થાય નહીં ત્યાંસુધી તેહમીના સાથ કંઇ પણ વહેવાર રાખતો ના; તારે ગમે તો મુસાફ્રીએ જા, તારે ગમે તે કર પણ મારા હોકમને માન આપી મારી મોટી દોલતનો સારોજ ઉપયોગ કરજે. એમ કહી તેણે આંખમાંથી આંસું પાડ્યાં, કારણ કે હજુર મારા ભાઇનો ગમ તેના દીલમાંથી દુર થયો ન હોતો, એ રીતે હું સર્વેના કાબુમાંથી છુટો થયો, હવે હુંજ મારો ધણી હતો. આ વખતે મેં મારા બાપના ફરમાનનું તથા તેહમીના તરફના મારા પ્યારનું સાથે વજન સરખાવતાં જોયું તો તેહમીના સાથનો પ્યાર મને વધારે માલમ પડયો, તેવોજ હું તો તે મારા ગુલાબના ફુલને સુંઘીને આંખમાં દાબવાની હોંસ ભર પુંણે ગયો, અને જ્યારે મારી ગાડી તેહમીનાના દરવાજા આગળ ચાલી ઉભી, ત્યારે મારી ખુશીનો શું પાર? મારા જીગરનો હાર બારણા આગળજ ઉભેલી હતી, તે મને જોતાંવાર ખુશીમાં દીવાની બની ગઇ ને મને ગળે વળગી પડી. "મારા ફીરોજ, મારા ખરા ને વફાદાર ફીરોજ તારા જેવો આશક મેળવવાને હું મગરૂર છું. તારા જેવા હજારે એકજ હશે. આખરે બે વરસ પછી પણ ખોદાએ મારી મુરાદ પુરી કીધી ને મને તારી સાથે એકવાર ફરીથી મેળવી તેથી ખોદાનો પણ હું ઉપકાર માનું છું." તેણીની આંખોમાંથી ખુશીનાં આંસું પડતાં હતાં, તેણીનો ચેહેરો આ વખતે મને ઘણોજ ખુબસુત લાગો. થોડા વખતમાં મને માલમ પડયું કે મારા ધારવા કરતાં, મારે ખાતર તેણીએ દશ ઘણું દુઃખ ખમ્યું હતું, કારણ કે એક વર્ષ થયું તેણીની વહાલી માતા મરણ પામી હતી, તેથી તેણી એકલીજ પોતાના

ઝુપડામાં પડીને દહાડા કાહાડતી હતી. અમે બંને જણા ઘરમાં ગયાં અને મેં પણ મારી ઉપર વીટેલી વાતનો ખુલાસો કીધો. હાલ એક મહીનો એજ શેહેરમાં રહેવાનો મેં ઠરાવ કીધો, ને મારા બાપને એ વીશે ખબર નહીં પડે, તેથી હું મારૂં નામ બદલીને એક ઘેર ભાડે લેઇ ત્યાં રહ્યો, ને આખો દીવસ તેહમીના આગળ ગુજારી રાતે પાછો મારે ઘેર જતો. એ પ્રમાણે મહીનો તો પસાર થયો, પણ આ વખતે મને તેહમીનાને એકલી છોડી જવા તો ગમ્યું નહીં, ને તેણીએ પણ કસમ ખાઇને કહ્યું કે મારા વગર એકલી રહેવાને બદલે તે આપઘાત કરીને મરી જશે. આખરે અમે બંને જણા એવા ઠેરાવ ઉપર આવ્યાં કે અમોએ છુપાં લગન કરવાં. તેહમીનાએ પણ પોતાની ખુશી જણાવી, તેથી તેહમીનાનું ઘેર એક ભાડુતને ભાડે આપી અમો બંને જણા રાતોરાત નીકળી એક બીજાં ગાંમડામાં ગયાં અને તેહમીનાની ખીદમતમાં રહેવા એક ઓરત ચાકરડી રાખી. ત્યાં જવા પછી બીજેજ દીવસે અમે છુપાં લગન કીધાં. મેં મારા બારા બાપ ઉપર તે ગામનું ઠેકાણું લખી જણાવ્યું કે જ્યાં હું મારા દોસ્તોની સાથે સેહેલગાહે આવ્યો છું, માટે કાગજ લખવું હોય તો ઉપલે ઠેકાણે લખવું. બે મહીના સુધી મેં તેહમીના સાથે ખુશાલીમાં દીવસ ગુજાર્યા, તેવામાં એક દીવસ મારા બાપના કારભારીનું કાગજ આવ્યું તેમાં મારા બાપની માંદગીની ખબર લખેલી હતી. આ વખતે તેહમીનાએ મને મુંબાઇ જવા ખુશીથી રજા આપી, કારણ કે પોતાના આ નહીં જોયલા સસરાની માંદગી સાંભલી તેણીને દયા આવી. મારો વીચાર તેણીને માટે એક મોટું અને સુંદર ઘેર ખરીદવાનો હતો, પણ ઉતાવલને લીધે કંઇ બન્યું નહીં, તેથી હું પાછી તેણીને પોતાને ઘેર લેઇ ગયો અને ભાડુતોને ભાડું માફ કરી તેઓને સામા બસો રૂપીઆ આપી તેહમીનાની બરદાસ્ત લેવા કહીને ત્યાંજ વગર ભાડે રહેવા દીધાં; અને ગાડી ભાડાંના ખરચના બચાવતાં મારી પાસે આસરે ત્રણસો રૂપીઆ હતા, તે તેહમીનાને ખર્ચ માટે આપ્યા અને બીજા હજાર રૂપીઆ મુંબાઇ જવા પછી મોકલવા જણાવી તેણીને ખુશી રાખવાના મારેથી બનતા ઉપાયો કીધા. છુટાં પડતી વખતે અમોએ દલગીરી દાબી નાખવાની ગમે એટલી કોશેશ કીધી, પણ અમો બંનેને આંસુ પડ્યાં વગર રહ્યાં નહીં. તે વખતે મેં તેણીના કસબી બાલનો એક જુલફ માંગ્યો કે દુર થવ પછી તે બાલનો જુલફ રાત ને દીવસ મારી આંખોમાં દાબી મારા જીવને સંતોશ આપું, જે તેણીએ તરત કાપીને મને ગુંથી આપ્યો, અને અને અમે બને જણા ત્યાંથી છુટાં પડ્યાં, અને મી० ખરસેદજી આ જુલફ તમો જુઓ છો તેજ એ છે.

બીજે દીવસે મુંબાઇમાં મારા બાપનાં બીછાનાં આગલ હું જઇ ઉભો, તેનો ચેહેરો માંદગીથી ફીક્કો પડી ગયો હતો અને તેનાથી કાંઇ બોલાઇ શકાતું ન હોતું, તે વખતે મારો કાકો ત્યાં હાજર હતો. ખરસેદજી શેઠ તમે મારા કાકાને તો સારી પેઠે ઓલખોછો કે તે કેવો લુચ્ચો અને બેઅદબ માણુસ છે, પણ તે વખતે મને કંઇ માલમ હતું નહીં. મારા બાપનો મને વારસ જાણીને તે મારી સાથે એટલીતો નમનતાઇથી ચાલવા લાગો કે મેં મારા બાપની માંદગી વખતે ઘરનો સઘલો વહીવટ મારા કાકાનેજ સોંપ્યો, એટલુંજ નહીં પણ તેના બહારના ખોટાં ડોલ ઉપરથી જ્યારે મને એવું માલમ પડયું કે તે મને ખરાજ હેતથી ચાહે છે, તેથી મારા ભોલા દીલથી મારાં છુપાં લગનની વાત મેં તેને કહી દીધી. મારા બાપ આગલની ગડબડ ઓછી કરવાને બહાણે કેટલાએક વીશ્વાસુ નોકરોને તેણે એક દીવસ અમારા બીજા બંગલામાં કામ કરવા મોકલી દીધા. મુંબાઇ આવ્યા કે ચોથે દીવસે રાતે હું મારા ઓરડામાં સુતેલો હતો, તે વખતે એકાએક બાર વાગે આસરે દજનેક પોશાગીરો મારા ઓરડામાં દાખલ થયા. હું સામો થયો પણ એક લાકડીનો ફટકો મારા માથામાં પડવા સાથ હું બેભાન જમીન પર પડયો. જ્યારે હું સુદ્ધમાં આવ્યો ત્યારે જોઉંચ શું કે હું એક મેડ હાઉસ યાને દીવાનશાલામાં પડેલો હતો. મારા દુ:ખનો કાંઇ પાર હતો નહીં. આ કર્મ મારા કરપીણ કાકાએ કરેલું હતું. તે એક લુચ્ચો અને જુગારી હતો તેથી તેણે જોયું કે જ્યારે મારો બાપ મને દીવાનશાલામાં ગયલો સાંભલશે, ત્યારે તેની બધી મીલકતનો વહીવટ તેના હાથમાં આપશે તેથી તેની આવકમાંથી ચોરી કરવાનું ઠીક પડશે. એમ સમજી તેણે મને આવા દોજખમાં નખાવ્યો હતો. ખરસેદજી શેઠ તમે મને માનશો કે હું ત્યાં અઢાર મહીના દુ:ખ ભોગવતો પડી રહ્યો, અને જોકે દીવાનો નહીં હતો તોપણ દુ:ખથી અને મારી તેહમીનાનાં વીચારથી ખરેખર દીવાનો બની જવાનો વખત આવ્યો હતો. મારાં તે દુ:ખમાં એકજ દીલાસો હતો, અને તે મારી તેહમીનાનાં બાલનો જુલફ હતો. રાતને દીવસ તેનેજ હું ચુમી લેતો ને તેનેજ મારી આંખ સાથે દાબતો, તોપણ તેહમીનાનો ચેહેરો મારી આંખ આગલથી ખસતો ન હોતો. તેણી ઘડીકમાં મારી સામે જોઇ પ્યારથી હસતી અને ઘડીકમાં તેણીનો ચેહેરો ગમગીન માલમ પડતો. જેમ દહાડા જતા ગયા તેમ મારૂં દુ:ખ વધતું ગયું. એકજ વખત મારી ઉપર મારા બાપની તબીયતમાં સુધારો થવાની ખબરનો કાગજ આવ્યો, પણ મારા બાપ ઉપર કાગજ લખવાની મને સખત મનાઇ હતી, અથવા તો નહાસી જવાનો પણ કંઇ

રસ્તો કે ઉપાય હતો નહીં. મારી હાલતને વાસ્તે મને તદન લાગતું નહીં હતું પણ ફકત મને મારી તેહમીનાનેજ વાસ્તે બહુ દુ:ખ થતું કે આ અઢાર મહીના સુધી તેણીનાં જે કાગલ આવ્યાં હશે તે મારા બદનામ કાકાએ છુપાવી રાખ્યાં હશે, ને મારૂં એક પણ કાગજ નહીં આવતું જોઇ તેણી મારે વીશે શું વીચાર બાંધશે ને કેવી દુ:ખી થતી હશે. એવા વીચારમાં દુ:ખી થતાં મેં અઢાર માસ ગુજાર્યા. એક દીવસે તે દીવાન-શાલાના ઉપરીએ મને મારી કોઠડીમાંથી બોલાવી મંગાવ્યો અને કહ્યું, કે, "જે હાલતમાં તમોને હાલ લાવી નાખ્યા છે, તેમાં મારી કંઇ પણ તકસીર કાહાડશો નહીં, કારણકે મેં તો તમને દીવાના સમજી તમારા કાકાના કહેવા ઉપરથી હાં લાવી નાખ્યા હતા, પણ ચોકસ સબબને લીધે હું તમોને છોડી મુંકું છું." એમ કહીને મને જવા દેવાનો સીપાઇને હોકમ આપ્યો. એક દોજખમાંથી છુટેલો જોઇ, મારી ખુશી કેટલી હશે તે વાંચ-નાર સારી રીતે સમજશે. એક ભુખ્યા વાઘ પેઠે દોડતો મારે ઘેર ગયો. સઘલાની અજાયબીનો પાર રહ્યો નહીં. ઘરમાં મને ખબર થઇ કે મારો બાપ જીવતો હતો, પણ લખવાના મરજથી હજુર પીડાતો હતો, અને મારો કાકો પણ ત્યાંજ હતો, પણ તેને બંદુકની ગોલી લાગવાથી તે મો-હોતના બીછાનાપર રીબતો હતો. એક ચાકરે આવીને મને કહ્યું કે તમારા કાકા તમોને બોલાવે છે કે આ મારી મરતી વખતની અરજ કબુલ રાખી જરા મારી આગલ આવી જાવો. પેહેલે તો મને તેની ઉપર મને બહુજ ધીક્કાર અને ગુસ્સો આવ્યો, પણ તેની છેલ્લી ઘડીએ તેની ઉપર વેર લેવાનું સારૂં નહીં ધારીને હું તેની આગલ ગયો, અને જોઊંચ તો તે ખરેખર મરવાની અણી પરજ હતો. હું તો તેના બીછાના આગલ મુંગોજ જઇને ઉભો રહ્યો. પોતાની પાપી વર્તણુકનો પસતાવો કરી તેણે મારી પાસ માફ માંગી, અને કબુલ કીધું કે તેહમીના તરફથી બીજે ને ત્રીજે કાગજ આવતાં તે પોતે ઉખેડીને વાંચતો હતો, અને તેના જવાબમાં એક કાગજ ઘણીએક ધમકી સાથનું લખ્યું હતું, કે તારા "તમામ કાગજ પત્રો તારા ફીરોજના બાપના હાથમાં ગયા છે તે વાંચવાથી તેવણે ફીરોજને પોતાના વારસામાંથી બાતલ કરવાની ધમકી આપીને બહાર દેશાવર મોકલી દીધો છે. તે વખતે ફીરોજ મને કહી ગયા છે કે તેહમીના પર કાગજ લખી જણાવજો કે હવે મારી પર કાગજ લખતી ના, અને તારૂં ગમે તેમ ફોડી લેજે અને મારી પણ હવે આશા રાખતી ના, વાસ્તે હવે તમારે જાણવું કે જે તમારા છુપાં લગન થયા છે તે પણ રદ બાતલ છે."

આવી રીતે મારા મુજી કાકાએ મારી દુઃખી તેહમીના ઉપર લખાણુ કરી તેણીના નાજુક હૈડાંને જખમ દીધો હતો. એ સર્વે તેણે મરતી વખત કબુલ કીધું હતું. તે વખતે મને એવું તો લાગું કે તે મરનારનાં આંગપર ધસી જઇને તેને ટોટો પીસી નાખતે અને તેનો જીવ લેતે, પણ આ તેના મરવાનાં વખતને માટેજ સબુરી પકડવી પડી. મારી આંખ આગળ તેહમીનાની શોકાતુર સુરત ચીતરાઇ રહી હતી. થોડી પલમાં મારા આ કરપીન કાકાએ પોતાનો પ્રાણ છોડયો. તરતજ હું પણ ઘેરની બહાર નીકળી પડયો; અને પુણે જવા માટે ઘણીજ આતુરતાથી ગાડી પર ચઢી બેઠો. પુણે જઇ પુગવા બાદ મારી આશાના થાંભનું ઘર દુરથી જોઇ મારી ખુશીનો પાર રહ્યો નહીં. મારી પ્યારીને મળવાની હોંસથી બેવડી ઉતાવળે પગળાં ભર્યાં, ને બારણાં આગળ જઇ ઉભો. બારણાં ઉઘાડી અંદર દાખલ થતાંજ જોઉંચ શું કે સામેથી તેહમીનાને બદલે તો એક બુઢો મરદ આવતો માલમ પડયો. ઘરમાં સઘળું શાંત હતું. આ ઉપરથી મને ખ્યાલ આવ્યો કે તેહેમીના ઘરમાં નથી. તરતજ પેલા બુઢાને પુછતાં મને એક દુઃખદાયક ખબર મળી કે તેહેમીનાનું શું થયું તે કોઇને ખબર નથી કે તે ક્યાં ગઇ અને તેનું શું થયું. મારા મુજી કાકાનું પેલું કાગજ મળવા બાદ તેણી એકાએક ગુમ થઇ ગઇ હતી. તે બુઢાએ જ્યારે જાણ્યું કે હુંજ પોતે તેણીનો ધણી હતો ત્યારે તે મારી ઉપર ધીક્કારની નજરે જોઇ કહેવા લાગો કે, "તારા જેવા એક બેવફા ધણીને લીધેજ તેણી દુઃખી થઇ થઇને અંતે જંગલ બીયાબાનમાં નીકળી ગઇ છે." પેલા બુઢાને મેં ઘણો સમજાવ્યો પણ સમજયો નહીં ને મનેજ કરડી નજરથી જોવા લાગો. મારા એક પણ સવાલનો જવાબ આપવાનું તેણે દરૂસ્ત ધાર્યું નહીં, તેથી હું નીરાસ થઇ માથું કુટતો ત્યાંથી ચાલી ગયો. બે મહીનાં લ્યાંનો ત્યાં ભટકીને ઘણી પણ શોધ કીધી પણ મારી વહાલી તેહમીનાનો કંઇ પત્તો મળ્યો નહીં. આખરે પેલા બુઢા આગળ ફરીથી ગયો કે કંઇ હવે તેને દયા આવે ને કંઇ ખુલાસો કરે, પણ મારૂં નસીબજ ખરેખર ઉંધું હતું. ત્યાં જઇને જોઉંચ શું કે તે બુઢો તો મરણ પાંમ્યો હતો, અને તે ઘરમાં કોઇ બીજાજ માણસો રહેલાં હતાં. તેઓએ જ્યારે મારી તમામ હકીકત મારે મોહડેથી સાંભળી ત્યારે મને કહ્યું કે તે બુઢાએ મરતી વખતની થોડેક અગાઉ પોતાના એક વીશ્વાસુ મોબેદને બોલાવ્યો હતો અને તેને કંઇ ખાનગી વાત કહી હતી પણ તે મોબેદ હાલમાં ક્યાંછે તે કંઇ ખબર નથી. આ ઉપરથી મને જરા દીલાસો મળ્યો. હું તરતજ તે મોબેદની ખોલ કરવામાં મસગુલ થયો. ન્યુસપેપરો

મારફતે છપાવીને તેની ખોલ કીધી, પણ સઘલું ફોકટ. હવે ખરસેદજી શેઠ તમે મારા આ દુઃખી હાલથી વાકેફ થયા છો, એટલુંજ નહીં પણ આ બાલના જુલફને શા માટે હું મારા જાન કરતાં વધારે વહાલો ગણું છું તેનું કારણ પણ હવે તમે જાણ્યું છે, ને મારી છાતી પરથી થોડો ગમનો બોજો પણ ઓછો થયો છે." આ મુજબ પીરોશાહ શેઠે ખરસેદજી ખાન-બહાદુર આગલ પેલા જુલફને લગતો પોતાનો હેવાલ કહી સંભલાવ્યો. ખરસેદજીને તેવણની મોટી દોલત સાથનાં આ મોટાં દુઃખને માટે ઘણી દયા લાગી અને પીરોશાહને ખોદાપર સબુરી રાખવા કહી દીલાસો દીધો.

---

## પ્રકરણ ૧૭ મું.

### ચોર સાહુકારને દંડે.

આપણે ઉપર જણાવી ગયા છઇએ કે શાવકશાહની ધમકીથી સોરાબે પીરોશાહ શેઠને બોલાવવાને ચીઠી લખી હતી, તે મુજબ બીજેજ દીવસે સવારનાં પીરોશાહ સોરાબને ઘેર આવી પુગા. તેવણને સોરાબે એક ઓરડામાં લેઇ જઇ આવકાર દઇ બેસાડયા. હવે યાદ રાખવું કે શાવક-શાહ પાસેનાં ઓરડામાં ગોઠવણ પ્રમાણે તેઓ વચ્ચે થતી વાત સાંભલ-વાને બંધ બારણે બેઠા હતા. પેહેલાં સોરાબે કહ્યું, "પીરોશાહ શેઠ, તમોને હીયાં સુધી આવવાની તસદી પડી તે માટે હું માંફ માગુંચ પણ બોલાવવાનું કારણ અગતનું હોવાથીજ તમોને તસદી આપી છે, કે એક સખસ જેને તમે એક દોસ્ત તરીકે ગણો છો, જેને તમે ઇજત સાથે તમારી ટેબલપર સાથે લેઇ ખાનું લેવો છો ને જેને તમો એક અક-લમંદ અને ઘણોજ પ્રમાણીક તથા ઇમાનદાર સખસ ગણો છો, તેજ શખ્સની બાબદમાં અફસોસ કે તમે ઠગાયા છો, કારણકે તે શખ્સ તમારી દોસ્તી અને તમારાં માનને તદન લાયક નથી. તે પોતે પૈસાની તંગીમાં આવી પડવાથી તમારા જુગાર રમવાનાં શોખનો તમોને એક રીતે ઠગીને લાભ લેવાનો તેણે એક દાવ રચ્યો છે." પીરોશાહે ઘણાજ અજબ થઇ પુછયું, "સોરાબ એ તું શું કહે છે? તે નીચ શખ્સ કોણ છે?" સોરાબે કહ્યું. "થંડા પડો ઉતાવલ કરવાનું કંઇ કામ નથી. આ સમાચાર હું તમોને કદી કહેતે નહીં, પણ મેં એક વખત તમારૂ નીમખ ખાધેલું હોવાથી મારે તમોને એક ફાંસામાંથી બચાવવાની ફરજ છે, કે તે શખ્સ જાણે છે કે તમો જુગારમાં હજારો રૂપીઆ તરત કહાડી આપો છો તેથી તેણે તમોને ઠગીને પૈસા મેલવવાની નીચ મતલબથી

ખોટી બનાવટનાં પાસા તેણે બનાવ્યા છે." પીરોશાહ ઘણાં ગરમ થવા લાગ્યા, અને કહ્યું, "સોરાબ, મને તે નાપાક મુજીનું નામ કહે, પણ માકા મારવાડીને તો હું કોઇ દીવસ મારે બંગલે બોલાવતો નથી, ત્યારે તે કેમ મને ઠગશે?" સોરાબે જવાબ આપ્યો. "તેથી શું થયું, જે તમારા દોસ્ત વીશે કહું છું તે દોસ્ત તમારે ત્યાં આવતો જતો છે, ત્યારે હવે બીજું શું જોઇએ?" તેટલાંમાં બારણું ઉંગડવાનો અવાજ આવ્યો, કે સોરાબ બોલી ઉઠયો, "લે આ પેલો માકો મારવાડીજ આવી લાગો એટલે તેની શાક્ષીથી તમારી પુરતી ખાતરી થશે, અને તેનો સાથી અને તમારો ઠગારો દોસ્તદાર પણ હીયાંજ તૈયાર છે." એમ કહી જે ઓરડામાં શાવકશાહ ભરાયલા હતા તે ઓરડાનું બારણું એકદમ ખોલી મુકયું. પીરોશાહ શેઠ અંદર નજર કરેછે કે શાવકશાહને બેઠેલો જોઇ તેવણનો ચેહેરો ગુસ્સા અને અજાયબીથી લાલ અને પીલો થવા લાગો.

---

## પ્રકરણ ૧૮ મું.

### ચોરને પોટલે ધુલની ધુલ.

આ નહીં ધારેલા બનાવથી શાવકશાહ પણ ગભરાટમાં ફીક્કો પડી ગયો. સોરાબે માકા મારવાડીએ કહ્યું, "ચાલો એ મુજી ઠગને પકડો ને એના ઝાહાડા લેઇને ખોટા પાસા બહાર કાહાડયે." આ વખતે શાવકે પોતાના ડોલા લાલ ચોલ કરીને પોતાની તરફ ધસી આવતા સોરાબ તથા માકાને બંનેને એકેક હાથે ગલચીમાંથી પકડી જોરમાં ઠોંસા મારી જમીનદોસ્ત કીધા, અને બહાદુરીથી પીરોશાહ શેઠની આગલ જઇ પોતાના ગજવામાં પેલા ખોટા પાસા હતા તે કહાડી આપી કહ્યું, "લેવો શેઠ, આ ખોટા પાસા, અને એ બીના શું બનીચ તેની બરાબર રીતે તપાસ કરીને પછી મારે વીશે તમારા વીચાર બાંધજો." પીરોશાહે તો પાસા પોતાના કબજામાં લીધા અને સર્વેને મુગા બેસવા કહી પોતે ટેબલ ઉપર બેસી બે ચીઠીઓ લખી અને એક માણુસને આપી કે ઉપર લખેલા ઠેકાણે આપી આવ." ચીઠી લઇ તે માણુસ ઓરડાની બહાર જવા પછી પીરોશાહે સોરાબ તથા શાવકશાહ તરફ જોઇને કહ્યું, "થોડો વખત હું તમોને ચુપજ બેસવા કહુંછું, કારણ કે હાં બે બાજુ પડી છે, એક સોરાબ અને બીજી શાવકશાહની છે, તેથી તેનો ઇનસાફ કરવાને મેં બે આબરૂદાર શખ્સોને બોલાવ્યા છે." તેઓ સર્વે ચુપ બેસી રહ્યા, પણ આ વખત શાવકશાહ માકા મારવાડી તરફ ટગરટગર કંઇ વહેમની નજરે

જોયા કરતો હતો. આસરે વીસ મીનીટ પછી ચાકરે આવી, ટોફ્રામ નામના માજીસ્ત્રેટના આવ્યાની ખબર આપી. આ નામ સાંભલી સોરાબ તથા માકો મારવાડી એકાએક ચોંક્યા તો ખરા. માજીસ્ત્રેટ ટોફ્રામ પીરોશાહના દોસ્તદાર હોવાથી આ વખતે તેવણ આવી લાગા, અને ખુરસી પર બેસ્તાં ચારે તરફ નજર કરતાં સોરાબ તથા માકાને તરત પીછાણ્યા, કારણ કે તેઓને છાકટ થઇ રસ્તામાં ધાંધલ કરવા અને જુગાર રમવાના વાંક માટે એજ માજીસ્ત્રેટે આસરે પાંચ છ વખત દંડની તથા કેદખાનાની સજા કીધી હતી. પીરોશાહ શેઠે પેલા ખોટા પાસા માજીસ્ત્રેટ આગલ મુકીને કહ્યું, "આ ખોટા પાસા વીશે જે બીના છે તે મને આશા છે કે તમો સાહેબ પેહેલે સોરાબને મોહડે સાંભલી લેશો." સોરાબે જે વાત પીરોશાહને કહી હતી તેજ વાત માજીસ્ત્રેટને પણ કહી સંભલાવી. ત્યારે માજીસ્ત્રેટે સવાલ કીધો, "તમે એક વાત કહેતાં ભુલી ગયા છો, કે જ્યારે પીરોશાહ શેઠ તમારે ઘેર આવ્યા, તેજ વખતે શાવકશાહ પાસેના ઓરડામાં કેમ આવ્યા?" સોરાબે જવાબ દીધો કે શાવકશાહનો વીચાર એવો હતો કે પીરોશાહ સાથે પેલા ખોટા પાસાથી મને રમાડવા મોકલવો, તેથી જે વખત મેં પીરોશાહની ચીઠીમાં લખ્યો હતો, તેની થોડે અગાઉ શાવકશાહને પણ આવવા કહ્યું હતું, કે મને એ ખોટા પાસાએ કેમ રમવું તે શીખવે. પેહલે શાવકશાહ આવી લાગા, અને થોડાંવાર પછી પીરોશાહના આવવાની મને ખબર મલી કે મેં શાવકશાહને કહ્યું કે પીરોશાહ શેઠ તો ત્યાં આવ્યા છે માટે તું પાસેના ઓરડામાં ભરાઇ જા. એ ઉપરથી એવન તે વખતે પાસેના ઓરડામાં ભરાઇ બેઠા હતા. હવે માજીસ્ત્રેટે શાવકશાહને કહ્યું, કે હવે તમોને તમારા બચાવમાં કંઇ કહેવું હોય તે કહેવો. "એટલામાં બારણું ઊઘડયું અને ખરસેદજી ખાનબહાદુર આવી લાગા. એક વખત પોતાનો જાન બચાવનાર શાવકને માજીસ્ત્રેટની સામે ઉભો રહેલો જોઇ ખરસેદજીની અજાયબીનો પાર રહ્યો નહીં. તરતજ તેવણે પીરોશાહને બધો ખુલાસો પુછ્યો. તેવણના ડોલા લાલ ચોલ થવા લાગ્યા, પોતાના પગ ગુસ્સા સાથે જમીનપર ઠોકયા, ને ગુસ્સા સાથજ બોલી ઉઠયા, "આ મારો જુવાન શાવક તદન નીર્દોશ છે એવું સાબેત કરવાને ખાતર હું મારી તમામ દોલત, મારો ઓધ્ધો, મારી આબરૂ, અને બલકે મારો જીવ વટીકનો હું ભોગ આપીશ. શાવકશાહ મને તારો હાથ આપ, તુને મોટું અપમાન થયું છે, તારી ઉપર જુલમ ગુજર્યો છે. અરે! ખોદા, આ તારા ચેહેરા પરથીજ સાબેત થાય છે કે તું તદન નીર્દોશ છે; આ તારી આંખમાંથી પડતાં આંસુઓ તુને બેગુનાહ ઠેડવે છે. આ વખતનો

દેખાવ ઘણોજ અસરકારક હતો. સર્વે શાવકના ચેહેરા તરફ જોતા બેસી રહ્યા. થોડા વખત પછી માજીસ્ત્રેટે ફરીથી શાવકશાહને પોતાના બચાવમાં કહેવાને ફરમાવ્યું, ત્યારે શાવકશાહ પોતાની ખુરસી પરથી હીંમત ધરી ઉભો થયો, પોતાની આંખમાંના આંસુ લુછી નાખ્યાં, અને દબદબા સાથે ઉભો રહી નીચે પ્રમાણે બોલ્યો:—

"મારી આવક વરસ દહાડે ચાર હજાર રૂપીઆની છે, તે રૂપીઆ મને એક આબરૂદાર સોલીસીટરની મારફતે મલ્યા જાય છે. મારી સામે જુગાર રમવાનું જે તોહોમત મુકવામાં આવ્યું છે, તેનો હું ધીક્કાર સાથ ઇનકાર કરૂં છું, કે મારી જીંદગીમાં હું જુગાર રમ્યોજ નથી. આ સોરાબને મેં પીરોશાહ શેઠ સાથ પાસા રમવા બેઠેલો જોયો હતો, અને જ્યારે તેવણ મારી સાથે વાતમાં ગુથાયા ત્યારે ખરા પાસા ખસેડીને ખોટા પાસા મુકતાં મેં સોરાબને જોયો, પણ તે વખત કંઇ બોલ્યા વગર ચાલી ગયો. બીજે દીવસે જ્યારે મેં સાંભલ્યું કે ગઇ કાલની ઠગાઇથી પીરોશાહ શેઠ ચાલીસ હજારની રકમ હાર્યા હતા, તેથી મને ઘણુંજ લાગું, તેથી હું સોરાબને આજ મકાનમાં આવી મલ્યો, અને એને કીધેલી ઠગાઇ એનાં મોહડાંપર ખુલી કરી કહી દીધી અને ચાલીસ હજાર રૂપીઆ પીરોશાહને પાછા આપી દેવાને સમજાવ્યો, કે કોર્ટમાં ઘસડાવાને બદલે પીરોશાહને ઇહાં બોલાવી તેવણ પાસે માફ માંગી રૂપીઆ પાછા આપવા, અને જો પીરોશાહ માફ નહીં કરે ને પોલીસને જાહેર કરે તો તે વખત ઓરડામાંથી હું બહાર આવી વચમાં પડીશ, તો તેવણ તુને જવા દેશે. આવી તદબીરથી મેં આ સામા ઉભેલા સોરાબનું ભલું કરવાનો ઇરાદો કીધો, અને તે ભલાંનાં બદલામાં આજે મારી ઉપર તોહમત મુકી ભલાઇનો બદલો આપ્યો છે, અને આ ખોટા પાસા તેજ વખત મેં ટેબલ ઉપરથી ઉપાડી લીધા હતા, તેથીજ સોરાબે મારેથી બીહીને રૂપીઆ પાછા આપવા કબુલ કીધું હતું, અને આ માકો મારવાડી કોણ છે તે હાલ હું કંઇ કહી શકતો નથી."

જાણે શાવકશાહની આ બધી વાત જુઠી હોય તેથી ગુસ્સે થયો હોય તેમ સોરાબ જોરથી મોટે સાદે બોલ્યો, "એની એ વાત બધી ગલત છે બોલેબોલ એ જુઠો છે, તે છતાં જરા એવણને પુછો કે એવણની ચાર હજારની આવક શામાંથી ઉપજે છે, અને શાવકશાનું નામ એવણે કેટલો વખત થયો ધારણ કીધું છે?" શાવકશાહે કહ્યું કે "મારી આવક વીશે હું ખુલાસો કરવાને બંધાયલો નથી, અને મારૂં નામ અસલથીજ શાવકશાહ છે." આ ઉપરથી માજીસ્ત્રેટે કહ્યું કે, મી૦ શાવકશાહ તમે આ બંને સવાલના જવાબ આપતા નથી તેથી તમે જાણી જોઇને ગુનેહગાર ઠરવા માંગો છો,

વાસ્તે તમારી આવક શામાંથી ઉપજે છે તે તમારે જણાવવું જોઇએ, કે તે ઉપરથી અમોને તમારી ખરી હાલતનું મત બાંધવાને બની આવે. તેટલામાં એક સીપાઇ આવી લાગો, અને માજીસ્ત્રેટના હાથમાં એક સીલ કીધેલું પાકેટ આપી કહ્યું, કે બે કોન્સટેબલો નીચે ઉભા છે. જ્યારે માજીસ્ત્રેટ તે સીલ કીધેલું પાકેટ ઉખેડીને વાંચવામાં ગુઠાયો હતો તે વખતે માકા મારવાડી સોરાબ સાથ મોટે સાદે વાત કરતો હતો, તેનો અવાજ સાંભલી શાવકશાહ એકાએક બોલી ઉઠયા, "ત્યારે તો એજ છે" એમ કહી માકા મારવાડીનો હાથ પકડી કહ્યું, "ખરસેદજી ખાનબહાદુરને લુટનારો શખ્સ એજ છે." તેટલામાં માજીસ્ત્રેટ પણ પેલું પાકેટમાંનું કાગજ વાંચી રહ્યા હતા. તેવણનો ચેહેરો લાલ થઇ ગયો હતો. તેવણે કોન્સટેબલોને ઉપર આવવાનો હોકુમ કીધો, અને સોરાબને તથા માકા મારવાડીને એક ભાઠીયા વેપારીને રાતની વખતે લુટવાનાં વાંક માટે પરહેજ કરવા ફરમાવ્યું. એકાએક આ નહીં ધારેલો બનાવ જોઇ, ખરસેદજી ખાનબહાદુર બેહદ ખુશીમાં આવી ગયા અને શાવકશાહને પોતાની છાતીમાં દાબ્યો, અને પીરોશાહ શેઠે આ નીર્દોશ જવાન પર અજાનપણે ખોટું તોહમત મુકી તેનું અપમાન કીધું, તેને માટે ભારી મીનતથી માફ માંગી. આવી રીતે નેકીનો બદલો આખરે નેકીજ મેલવીને શાવકશાહ પોતાના ખરસેદજી ખાનબહાદુર સાથે હરખ ભર્યાં હૈડાં સાથે ઘેર ગયા, અને પાપી સોરાબ પોતાના બદલામાં તુટેલે દીલે કેદખાનામાં વાસો લેવા ગયો.

---

## પ્રકરણ ૧૯ મું.

### કોલસાવાળાની ધન બીજી વખત.

આગલ જણાવ્યા મુજબ ધનબાઇજી સુનાની આગલ નસલીના મોહોતની ખબર આપીને ત્યાંથી છુટાં પડ્યાં હતાં, ત્યારપછી તેવણ સુના આગલ વારંવાર આવતાં હતાં. સુનાએ નસલીના મોહોત વીશે પોતાના બાપ આગલ ખબર કહી, અને નજદીક એક અઠવાડયું તેઓએ બેહદ શોકમાં ગુજાર્યું. સુના પોતાના ઓરડામાં એકલી બેસી છુપાં આંસુ પાડતી. અને તેણીને તેનો બાપ તેના ગમમાં આંઠ દીવસ સુધી બહાર નીકલ્યા નહીં. તે દીવસથી આખા બાગ તથા મેહેલનો દેખાવ ઘણો શોકાતુર લાગતો હતો. આખો દીવસ ઠેકડી મારતાં હરણો એક ઠેકાણે એકઠાં થઇ વાગોલ કરતાં બેસી રહેતાં, તે સર્વે જોઇને સુનાના ગમમાં ઉલતો વધારો થતો હતો. તેણીના ગાલ પરનો ગુલાબી રંગ જતો રહીને ચાંપાંના જેવો પીલો થઇ

ગયો હતો. તેણીનો ચેહેરો જે જ્યારે જુઓ ત્યારે હસ્તો હતો, તે હવે એક પણ વખત મોહ ખોલી અથવા હસીને પેલા મોતી જેવા દાંતની હાર દેખાડતો નહીં. એવા ગમમાં અને પોતાના એક વખતના વહાલા નસલી ને નસલીનીજ યાદમાં તેણી લાગત આંઠ દીવસ સુધી પોતાના ઓરડામાંથી બહાર નીકલી નહીં. નવમેં દહાડે ધનબાઇજી સહવારનાં પોહોરમાં આવી લાગાં. તેવણ સુનાને હવે વધારે ગમ નહીં કરવાને તરેહવાર દીલાસાથી સમજાવવા લાગ્યાં, અને ઘણીજ ઓંહોંસ કરી તેણીને બાગમાં ફરવા લઇ ગયાં. ફરતાં ફરતાં ધનબાઇજી નસલીની બાબદ વાત કરવા જતાં હતાં, તેટલામાં સુનાએ તેવણને અટકાવીને કહ્યું કે ધનબાઇજી હવે એ વાત નાખી દેવો, ને કંઇ બીજી વાત કરો. ધનબાઇજીએ કહ્યું, નહીં સુના મારો ઇરાદો તુંને દુ:ખી કરવાનો નથી, પણ તું તારો ભેદ મને કહે તો તારી છાતી પરનો ભાર ઓછો થાય, વાસ્તે હવે તું મારેથી જુદાઇ જેવું કાંઇ ગણુતી ના. હું તુંને એટલુંજ પુછવા માંગુંચ કે તું નસલીને ખરા પ્યારથી ચાહાતી હતી? સુના પોતાના મનમાં વીચાર કરવા લાગી કે એ મને એવા સવાલો કર્યા કરે છે તેની શું મતલબ હશે? પણ વલી તેણે વેહેમ કહાડી નાખી જવાબ દીધો, "હા, હું નસલીને એક બેહેનના જેવા ખરા પ્યારથી ચાહતી હતી, કારણ કે તે ન્હાનપણુથીજ મારા ઘરમાં અને મારી સાથેજ પરોટાયલો હતો." ધનબાઇજીએ કહ્યું, "ત્યારે મેં એક અફ્વા સાંભલી તે ખરી છે કે ખોટી? તે તમેજ મને કહેશો તો સારૂં, કે તમોને તમારા કાકાના છોકરા સોરાબ સાથે કંઇ પ્યારનો વહેવાર હતો, અને તેને તમે હજુર ચાહોચ કે નહીં?" સુનાએ જરા નાખુશી સાથ જવાબ દીધો, "હા, હું તેંને પેહેલાં ચાહતી હતી, પણ હાલમાં હું તેને તેટલોજ ધીક્કારૂં છું, પણ હવે મને મેહેરબાની કરી એવા સવાલ ના કરો." ધનબાઇજીએ કહ્યું, "નહીં, સુના હવે મારે એકજ સવાલ કરવાનો છે." સુનાએ જરા ગુસ્સા સાથ જવાબ દીધો, "પણ ધનબાઇજી એમ શું કરોચ એક પણ સવાલ શું કરવા મને પુછવા માંગોચ, મને એ વાત પસંદ નથી, હવે તમારી રીતભાત બદલાતી કેમ જાયચ?" ધનબાઇજીએ ઘણાજ મીઠાસ સાથ કહ્યું, "નહીં મારી વહાલી બેહેન તારે વાસ્તે મારો જીવ આપવા તૈયાર છું, પણ મારે તો તારૂં ભલુંજ કરવું છે, તેથીજ પુછવા માંગુંચ કે, માણસ જાત ભુલ તો કરે છે પણ પાછલથી પસતાય છે, તેમ ધાર કે સોરાબ પોતાનાં ગુનાહનો પસતાવો કરે ને પોતાની ચાલ સુધારે તો તું તેને માફ કરશે, અને તેનો પ્યાર કબુલ કરશે?" સુનાએ ઉસકેરાઇ જવાબ દીધો, "નહીં, નહીં ધનબાઇજી,

તમે એ બીનાનાં ભેદથી તદન અજાણું છો, માટે એવી વાત ફરીથી કરશો તો હું તમારી દોસ્તી તોડી નાંખીશ; સોરાબ તે વખત એક ખવીસ હોય અને હમણાં તે એક ફરેસ્તો બને તોપણ તેને હું ધીક્કારનીજ નજરે જોઇશ." એટલાંમાં સામેથી સુનાનાં બાપ હોરમજી આવતા માલમ પડયા, તેથી ધનબાઇજી સુનાની રજા લેઇને પોતાની બંગલી તરફ રવાનાં થયાં. હોરમજીનો ચેહેરો આ વખતે રોજ કરતાં વધારે ફીક્કો હતો, તેવણનાં હાથમાં એક કાગલ હતું, તે તેવણે સુનાને દેખાડયું. સુના સમજી ગઇ કે કંઇ માઠા સમાચાર હશે, તેથી તેમાં લખેલી બીનાં હોરમજીને મોંહોડે સાંભલવાની ઇચ્છા બતાવતાં, હોરમજીએ કહ્યું, "મારો ભત્રીજો, નાલાયક સોરાબ, એક મોટા શેઠીયાને ઠગવાનાં વાંક માટે કેદખાંને ગયો છે." સુના ઘણીજ અચરતી સાથ બોલી ઉઠી, "શું કેદખાને? એને પચાસ હજાર રૂપીઆ મલવાને તો ઘણો વખત થયો પણ નથી, તેટલાંમાં ઠગનો ધંધો લીધો? અરે! ખરેખર ત્યારે તો એ કોઇ ખરો બદ, મુજીજ હોવો જોઇએ." એમ કહી તેણી વીચારમાં ધ્રુજવા લાગી કે એક વખત એ નાલાયક પુરૂષનાં પ્યારની ટેકડી ઉપર ઉભી હતી ત્યાંથી જો તુરત ઉતરી નહીં પડી હતે તો આજે તેણીનો શું હાલ થતે! તેણીએ આવી એક અંધારા ગારમાં ફસતી બચી જવા માટે તરતજ ખોદાનાં શુકરાના કરવા લાગી. હોરમજીએ પોતાનું કહેવું આગલ ચલાવ્યું કે, "ફકત તે શેઠીયાને ઠગીનેજ એ બેઠો ન હતો પણ તેનો એક શાવકશાહ નામનો દોસ્તદાર તે એની ઠગાઇ જાણતો હતો તોપણ તેને દયા આવવાથી એને એકદમ ફસાવ્યો નહીં, પણ ઉલતો તેમાંથી એનો બચાવ કરવા ગયો, તેનાં બદલામાં એ કમબખતે તેજ બીચારા ઉપર જુઠું તોહોમત મુકી તેને બેઆબરૂ કીધો, પણ આખરે પોતાને પાપેજ તે મુઓ, કારણ કે તેની ઉપર એજ શેઠીયાનાં એક બીજા દોસ્તદાર ખરસેદજી ખાનબહાદુરને રાતની વખત લુટવાને માટે વારંટ આવ્યું; અને બધો પાપનો ઘડો ફુટી ગયો." આટલું થયું તે છતાં સુનાની દયાલુ લાગણી ઉસકેરાયા વગર રહી નહીં, તેથી તેણીએ પોતાના બાપને કહ્યું, "વહાલા પીતા, આ બાબદ તમે શું ઉપાય લેવા માંગો છો? એને બચાવવા સારૂં કાંઇ ઉપાય થઇ શકશે?" હોરમજીએ કહ્યું, "નહીં, દીકરી, હું જાણુંચ કે તુંને દયા આવે છે, પણ તેની ઉપર એક વાંક નહીં પણ ત્રણ છે, તેથી સાંભલવા મુજબ તેને મોટી સજા થવી જોઇએ; તે છતાં પેલોજ શેઠયો તેની ઉપર દયા કરીને સજા ઓછી કરાવવાને સરકારને ભલામણ કરશે; બાકી બીજું કાંઇ થઇ શકે નહીં, તોપણ

આપણા શાહબાદવાલાનાં કુટુંબનાં નામને એ મુજીનાં બદ કરતુકથી ખ-રાબ તો લાગવાનુંજ." ફરીથી સુનાએ ધુજીને પોતાનું મોંહોં આસમાન તરફ ધર્યું અને ખોદાના શુકરાના કરવા લાગી.

---

## પ્રકરણ ૨૦ મું.

### પડી ગયલું કાગલ.

બીજે દીવસે ધનબાઇ પાછી આવીને સુનાને દલગીરીમાં બેઠેલી જોઇ પુછયું, "કેમ આજે કંઇ દલગીર જણાવો છો, હવે તમારે ગમ નહીં કરવો જોઇયે. હું જાણુંચ કે તમારા ભાઇ જેવા ભાઇ નસલીના મોહતને માટે તમે હજુર ગમ કરો છો ને તેની સાથે વલી તમારા પ્યારમાં સોરાબથી તમોને જે નાસીપાસી મલી તેથી——" એટલું બોલી તેટલામાં સુનાએ જરા દોલા ચઢાવી કહ્યું, "બસ, ધનબાઇ બસ, તમોને મેં સો વખત એ વાત નહીં કરવા કહ્યું, પણ હું ઘણી દલગીર છું કે તમો એ વાત માનતાં નથી, વાસ્તે હવે મેહેરબાની કરી કહાડશોજ ના; એ વાત હું સાંભલવા નથી માંગતી તેનું કારણ મારે તમોને કહેવું જોઇએ, કારણ કે જે બીના તમામ ન્યુસપેપરોમાં આવશે, તે વાત મારે એકલીથી છુપી કેમ રહેશે?" ધનબાઇજી જરા ગભરાટમાં પડયાં કે વલી શું મોહોકાણ થઇ છે, તેથી તેવણે હવે સુનાને તાકીદ કરી તે કારણ પુછયું. સુનાએ કહ્યું કે જે શખ્સનું નામ સાંભલવાને રાજી નથી તેજ શખ્સને ઠગારાના તથા લુટારાના ધંધા કરવાના વાંક માટે કેદખાને પડવાના સમાચાર ફરી વળ્યા છે." આ બોલો સાંભલી ધનબાઇજી એક ચીસ મારવા જતાં હતાં પણ બહુ મેહેનતે દબાવી દીધી, ને મોહડા પર રૂમાલ દાબીને જમીન તરફ જોતાં બેસી રહ્યાં. સુના આ હાલ જોઇને અજબ થવા લાગી કે આ વાતથી તેણી એકાએક ભડકી કેમ ઉઠી; તેટલામાં તો એકાએક ધ-નબાઇજી ઉઠી ઉભાં થયાં કે, "મારો જીવ બગડી આવ્યો છે," એમ કહી ઉતાવલમાં ત્યાંથી ચાલી ગયાં. આસરે પાંચેક મીનીટ પછી સુના પણ બાગમાં જવા પોતાના ઓરડામાંથી બહાર નીકલવા જતી હતી તેવામાં તેણીની નજર એક કાગલ જે જમીન પર પડેલું હતું તેની ઉપર પડવા-થી તેણીએ તે ઉંચકી લીધું અને તે કોણનું હતું તે ફક્ત નામ જોવા ઉખેડયું, પણ નામ વાંચતા જોયચ શું કે નીચે શીરીન નામની સહી કીધી હતી તે વાંચતા વાર તેણીને ફેર આવવા લાગા. તેણી વીચારમાં પડી કે શું સોરાબની બાયડી હજુર જીવતી છે,—તારીખ પણ ગઇ કાલની

જ છે,—અને આ હરકતો ધનબાઇજીનાજ છે. ખચીત ત્યારે ધનબાઇજી પોતેજ શીરીન હોવી જોઇયે." એટલામાં બારણું પાછું ઉંગડયું ને ધનબાઇજી જરા ગભરાયલાં અકરાયલાં આવ્યાં અને બોલ્યાં મારૂં ત્યાં એક કાગલ પડી ગયું છે, પણ તે કાગલ સુનાનાજ હાથમાં જોઇ તેણીએ કહ્યું "ત્યારે તેં એક કાગજ શું ઉખેડીને વાંચ્યું છે?" સુનાએ ગુસ્સામાંજ જવાબ દીધો, "હા, મેં એ કાગજ વાંચ્યું છે, કે જે ઓરતને મેં મારા ઘરમાં દયા ખાઇ રાખી, મારી સાથે ખવાડયું, તે ઓરત કોઇ નહીં પણ નાલાયક સોરાબનીજ ઓરત છે, કે જેના મોહોત વીશે ખોટી બુમ ઉડારવામાં આવી હતી અને તે તુંજ છે, વાસ્તે એક ઘડી પણ તું મારા ઘરમાં ઉભી રહેતી ના અને મારો બંગલો પણ એકદમ ખાલી કરી જા." ધનબાઇએ કહ્યું, "હા, ખરૂં છે કે હું શીરીન પોતે છું પણ મારો સામાન ઘણો છે તે બે દાહાડામાં ખાલી કરી લેઇ જાઊં તેટલામાં મારે વીશે કોઇ આગલ વાત કરતી ના, નહીં તો બધા ગામમાં વાત જશે."

સુનાએ કહ્યું કે તે એવી શરતે કે જે પ્રમાણે તું ખોટું નામ ધારણ કરી મને ઠગવા આવી તે પ્રમાણે નસલીના મોહોત વીશે જે વાત તેં મારી આગલ કહી તે પણ બનાવતની યા જુઠી કે ખરી છે તે મને કહે તો હું તારી વાત કોઇ આગલ કહીશ નહીં. તેના જવાબમાં ધનબાઇએ જણાવ્યું, "હા, તે વાત તો બોલેબોલ ખરી છે," એમ કહી તેણી ત્યાંથી ચાલી ગઇ. એક રીતે તેણી મનમાં ખુશી થઇ હતી કે નસલીના મોહોતની ખબરથી સુનાના નીર્દોશ હૈડાંમાં એક ઝેરી ખંજરના જેવો જખમ કીધો હતો. આ બનાવને બે વરસ ગુજરી ગયાં, અને તેટલા વખતમાં થોડીક બીનાઓ બની હતી તે ઉપરટપકેથી જણાવ્યે. એટલા વખતમાં સુનાએ પોતાના ફુવાઓ, મોટાશાહ તથા ફરેલજીને તેઓની છોકરીઓ સાથ બે વખત બોલાવ્યા હતા; તેમાં મોટાશાહ તો કામનું બહાણું કહાડી આવ્યાજ નહીં, ને એકલા ફરેલજી તથા તેવણુની બે છોકરીઓ આવ્યાં હતાં. તે બંને છોકરીઓ અસીલાઇ મુજબ સુના સાથે ઘણી સારી રીતે ચાલતી, તેથી સુના પણ તેઓને ચાહવા લાગી. કમનસીબે થોડા વખતમાં તેઓના બાપ ફરેલજી ગુજરી ગયા તેથી તે બીચારી બંને છોકરીઓને સુનાએ પોતાનાં મેહેલમાંજ રાખી. મોટાશાહની બંને છોકરીઓએ કોઇ મોટા શેઠીયાનાં છોકરાઓ પર લગનનાં માંગાં મોકલ્યાં હતાં, પણ તે તરત ના કબુલ થઇ આવ્યાં; પણ ફરેલજી ને તેવણુની છોકરીઓ સુનાને ત્યાં આવી રહેવા બાદ બંને છોકરીઓ ઘણે સારે ને આબરૂદાર ઠેકાણે પરણી ગઇ.

તેઓના લગન સુનાએ પોતાના મેહેલમાંજ કીધાં. તે વખતે મોટાશાહને તથા તેમની છોકરીઓને પણ ઇજન કીધાં હતાં, પણ તેઓ આવ્યાં નહીં, કારણ કે પોતાની છોકરીઓનો ઉઠાવ નહીં થવાથી મોટાશાહને ઘણો બલાપો થતો હતો. આ મુજબ બે વરસ પસાર થયાં, અને હવે સુનાને એકવીસમું વરસ ઉગવાને ફક્ત ત્રણ મહીના બાકી રહ્યા હતા. એક દીવસે હોરમજી ઉપર મુંબઇથી એવણના સોલીસીટરનું કાગલ આવ્યું કે સુનાને એકવીસમું વરસ બેસવાને હવે ત્રણજ મહીના બાકી રહેલા હોવાથી બરજોરજીનાં વસીયતનામાંનો તમામ હક હવે તરસ્તમાંથી છોડવીને સુનાને સ્વાધીન કરવો જોઇએ, તેથી સરકારી દસતાવેજો ઉપર સહી કરવી પડશે. તેની સાથે તેવણે ઘણી નમનતાઇ સાથે લખ્યું કે તેટલો વખત એટલે ત્રણમહીના સુનાને લેઇને મુંબઇ આવી તેવણના પરોણાં તરીકે રહેશો તો મોટી મેહેરબાની થશે. હવે સોલીસીટર ઘણોજ લાયકીવાલો માણસ હોવા ઉપરાંત હોરમજીને વાસ્તે તેને ઘણાં કામો કીધેલાં હોવાથી તેની માંગણી ના કબુલ રાખવાનું હોરમજીએ તથા સુનાએ નાદરૂસ્ત ધાર્યું. બીજું એ જે હોરમજીની તબીયત જરા હમણાં લથડેલી હોવાથી કોઇ મુંબાઇમાંના દાકટરની દવાઇ કરવાનો વીચાર હતો, તેથી તેઓ આખરે મુંબાઇ જવાનું નક્કી કરી સોલીસીટરને તે વીશે લખી જણાવ્યું. બીજે દીવસે સુના ને હોરમજી મુંબાઇ જઇ પુગાં અને સોલીસીટરને ઘર ઉતારો લીધો. હોરમજીએ સોલીસીટરને પેહેલાંતો સોરાબની બાયડી શીરીનનાં મોહોતની ખોટી ખબર વીશેનો, (કોલસા-વાળાની ધનનો) હેવાલ કહી સંભલાવ્યો, અને પછી સોરાબ હાલમાં શું કરે છે, તે પુછતાં સોલીસીટરે જણાવ્યું કે, સોરાબને તો મોટી સજા થતે, પણ પેલા શાવકશાહેજ સામી સરકારને ભલામણ કરી સજામાં ઘટાડો કરાવ્યો, જેથી તેને ત્રણ મહીનાં કેદખાનું ભોગવ્યું. કેદખાનામાં ત્રણ મહીનાં સુધી સોરાબને વાસ્તે હોટેલમાંથી પોતાને પૈસે શાવકશાહેજ ખાવાનું મોકલાવ્યું અને કેદખાનામાંથી નીકલતાં વાર તેના હાથમાં ત્રણ હજાર રૂપીઆ મેં આપ્યા હતા, પણ તમે સાંભલીને અજબ થશો કે તે ત્રણ હજાર રૂપીઆ પણ શાવકશાહેજ પોતાની પાસથી આપ્યા હતા, ને શાવકશાહના પૈસાનો બધો વહીવટ મારા હાથમાં છે તેથી મારી માર-ફતે તે રૂપીઆ અપાવ્યા હતા. શાવકશાહની ખુબીની વખાણ તો હું જેટલી કરૂં તેટલી થોડી છે, કે સોરાબે તેની ઉપર જુઠાં તોહમત કરી તેની આબરૂને ડાઘ લગાડયો હતો, તે છતાં તેવણે તેની ઉપર એટલી બધી દયા કીધી. ખરેખર સૌ એવણને ચાહે છે તે એવણનાં સારા ગુણોને વાસ્તેજ છે; તેમાં ખરસેદજી ખાનબહાદુર તો એવણને પોતાનાંજ

બચ્ચાં તરીકે ચાહે છે, ને સાંભલ્યા પ્રમાણે થોડા વખતમાં ખરસેદજીની એકપુરી છોકરી પરીચેહેર નામની, જે ઘણી ખુબસુરત અને શીખેલી છે, તેની સાથે શાવકશાહનાં લગ્ન થશે.

શાવકશાહની આવી ખુબીઓ સાંભલી હોરમજી તેવણને નજરે નજર જોઇ તેવણ સાથે ઓલખાણ કરવાને ઘણાંજ અધીરા થયા, અને સુના પણ શાવકશાહનાં ગુણોપર મોહીત થઇ, પણ શાવકશાહ બહાર ગામ ગયલો હોવાથી તે ત્રીજે દીવસે પાછો મુંબાઇ આવનાર હતો.

---

## પ્રકરણ ૨૧ મું.

### મોબેદ કુકાદારૂ.

ત્રીજે દીવસે સોલીસીટરે હોરમજીને જણાવ્યું કે શાવકશાહ મુંબઇ આવી પુગા છે અને આજે સાંજે આપણે ત્યાંજ આપણી સાથે જમશે. તેની સાથે મેં ખરસેદજી ખાનબહાદુર અને તેવણની છોકરી પરીચેહેરને પણ ઇજન કીધું છે, તથા પીરોશાહ શેઠે પણ આવવા કબુલ કીધું છે; તેવણબી આજેજ બહાર ગામથી આવી પુગશે. તેવણનો કુકાદારૂ નામે એક મોબેદ છે, તે પુણા ખાતે રહેતો હતો, પણ આજ બે વરસ થયા તે કયાં ગયો તે કોઇને માલમ નથી, તેથી તેની શોધ કરવાનું કામ પીરોશાહે મને સોંપેલું હતું; તેનો મેં ઘણી મેહેનતે પત્તો મેલવ્યો છે, કે તે મોબેદ આજે બે વરસ થયાં મુંબઇમાંજ કેદખાને પડેલો છે. મેં પીરોશાહને તે બાબદ લખી જણાવી છે તેથી તેવણ આજે જરૂર આવી પુગશે. સાંજે ચારવાગે સુના તથા સોલીસીટરનાં ઘણીઆણી સર્વે સારાં કપડાં પેહડી તૈયાર થયાં. આ વખતે સુના પોતાની ભર જુવાનીમાં ખીલી રહી હતી. હોરમજી પણ મેજબાનોને આવકાર દેવાને માટે તૈયાર થઇ દરવાજા આગલ ઉભા રહ્યા હતા, કારણ કે તે વખતે સોલીસીટર કંઇ કામ સારૂં બહાર ગયા હતા, ને તેવણ કલાક એકમાં પાછા ફરનાર હતા. થોડા વખતમાં ખરસેદજી ખાનબહાદુર તથા પરીચેહેર આવી પુગાં. સોલીસીટરને મોહોડેથી સુના તથા હોરમજીની વખાણ સારી રીતે સાંભલેલી હોવાથી ખરસેદજી, હોરમજીને ઘણાંજ માનની નજરે જોવા લાગ્યા, અને થોડા વખતમાં તેઓ બંને વચ્ચે મીત્રાચારી થઇ ગઇ. તેજ પ્રમાણે પરીચેહેર અને સુના વચ્ચે પણ થોડા વખતમાં સહીપનાંનો ગાંઠ બંધાયો. પીરોશાહ શેઠ પણ આવી લાગા. તેવણે પણ હોરમજી તથા સુના સાથ તાજીમ તવાજે સાથ વાત કીધી. ખાણું કહાડવાને હજુર વખત હોવાથી સર્વે જણા એક એક સાથ આમ

તેમ ફરીને ખુશ મીજાજથી વાતચીત કરતાં, તે વખતે ખરસેદજી ખાન-બહાદુરને પીરોશાહ સેઠ બારી આગલ લેઇ જઇને વાત કરતા ઉભા. પીરોશાહે ખરસેદજીને જરા આસ્તેથી કહ્યું, "તમોને કંઇ યાદ છે, કે બે વર્ષ અગાઉ મેં તમારી આગળ મારો હેવાલ કહ્યો હતો, તેમાં પેલા મોબેદ વીશે મેં કહ્યું હતું, કે જે મોબેદ મારી તેહમીનાં વીશે થોડું ઘણું જાણતો હતો, પણ તે કૈથે જતો રહ્યો હતો." ખરસેદજીએ કહ્યું, "હા, હા, મને બરાબર યાદ છે, પણ તેનું શું થયું, તે મોબેદનો પત્તો મળ્યો શું?" પીરોશાહે ભારી ખુશી સાથ જવાબ દીધો કે "હા, આ સોલીસીટરેજ તેને સોધી કહાયો છે અને તે એક કેદખાનામાં પડેલો છે, મારી વહાલી તેહ-મીનાનો હેવાલ જાણવાની ઉમેદમાં હું તો કેદખાનામાંજ દોડી જવાનો હતો, પણ તેમ કરતાં સોલીસીટરે મને અટકાવ્યો, અને ખોદા કરશે તો આજેજ રાતે તે મોબેદ સાથે મારો મેલાપ થશે, અને સોલીસીટરને હમણાં જે ઘણો વાર લાગો છે તે પણ એજ બાબદને માટે હશે." એટલામાં ઓર-ડાનાં બારણાં ઉગડયાં અને શાવકશાહ અંદર દાખલ થયા. હાલમાં તેવણ આસરે તેવીસ વરસની ઉમરનાં હતા, તોપણ દહાડી મુછ વધવાને લીધે તેવણની ઉમર જાણે વધારે હોય તેમ દીસતું હતું. જો કે તેવણનાં હોઠ મુછથી ધંકાઇ ગયલા હતા, તોપણ જ્યારે તેવણ દાખલ થતાં હસ્યા ત્યારે તેવણનાં દાંત મોતીના હાર મીસાલ માલમ પડ્યા. તેવણનું કપળા સફાઇ-દારને ચલકતું હતું. નાક સીધું અને અણયાલું હતું, પણ તેવણનો ચેહેરો જરા ફીક્કો હતો, તેનું કારણ કદાચ લાંબી મુસાફરીની જંજાલ હોય, અથવા તો કંઇ છુપો ગમ હોય, અથવા તો એ બંને હોય. તેનો પોશાક તદન સાદો ને સફાઇદાર હતો; તેની ચાલવાની તથા વાતચીત કરવાની ઢપછપ સર્વે સુધરેલી અને સભ્યતા તથા નરમાસ ભરેલી હતી. સોલીસીટરનાં ઘણીઆણીએ તરતજ ઉઠીને શાવકશાહને માન ભર્યો આવકાર દીધો, ને પછી હોરમજી તથા સુના સાથે તેવણને ઓળખાણ કરાવી, કંઇ પણ બોલ્યા વગર તેણે તેઓને નમીને સલામ કીધી અને તરતજ ત્યાંથી ચાલી જઇ, પીરોશાહ શેઠને મળીને ખરસેદજી તથા પરીચેહેર આગળ ગયો, ખરસેદજીએ તેને, "મારા વહાલા દીકરા," કરીને બોલાવ્યો અને પરીચેહેરે તેને "શાવકના" લાડકા નામથી બોલાવ્યો, તેથી હોરમજીને બેઉ રીતની ખાત્રી થઇને ખરસેદજી એને ખરેખર ચાહતા હતા, અને પરી ચેહેર તેના પ્યારમાં ગુંથાયલી છે. સુનાએ શાવકશાહની ખુબીઓની વખાણ સાંભલી હતી, તેથી તેણી તેની સાથે ઓલખાણ કરવાને પુર ઉમેદમાં હતી, પણ જ્યારે શાવકશાહ તો તેણી તરફ ફકત નમીને

સલામ કરી ત્યાંથી એકાએક ચાલી જઇ બીજાઓ સાથે વાતમાં ગુંથાયો, તેથી જરા સુના વીચારમાં પડી, કે એમ બેદરકાર થવાનું શું કારણ હશે ; તોપણ તેણીએ તેને મગરૂર છે એમ તો ધાર્યુંજ નહીં. હજુર પણ પોતાની હોંસને ટેકવી રાખીને આસ્તે આસ્તે તેની સાથે વાતચીત થશે, તોપણ તેણીનો ચેહેરો તો જરા નાખુશ થયલો દીસ્તો હતો. હોરમજીના મનમાં પણ એ વીશે જરા શક હતો, કે વખતે એમ તો નહીં હોય કે શેરાબ જેવા જુગારીના અમોને સગા ધારીને અમારી સાથે વાતચીત કરવાની ખુશી નહીં હોય, એમ હોરમજી વીચાર કરતા હતા, એટલામાં ફરીથી બારણું ઉગડયું, અને સોલીસીટર આવી લાગ્યા. તેવણે શાવકશાહને ઘણા માન સાથ આદરમાન આપી પોતે પીરોશાહ શેઠને બારી આગલ દુર લઇ ગયા અને તેવણને કહ્યું, “ મારા વહાલા પીરોશાહ શેઠ, જણાવવાને ખુશી ઉપજે છે કે કુકાદારનું તમામ કરજ અદા કરી તેને કેદખાનેથી છોડવ્યો છે. તેને ફકત મેં તમારી તેહમીના વીશે એક ઇસારો પુછયો ત્યારે તેને કબુલ કીધું છે તેણી વીશે તે જાણે છે, પણ હાલમાં તે થાકેલો હોવાથી અને મને પણ સાંજ પડી જવાથી મારા એક કલાર્કને તેને એક નહવાડી સારાં કપડાં પેહેડાવી ને ખવડવાનો બંદોબસ્ત કરવાનું સોંપી આવ્યો છું. તે તમોને આજે રાતે આવીને મલશે. તેવામાં ચાકરે આવીને કહ્યું કે ખાણું તૈયાર છે, તેથી આ વાત પડતી નાખી, તે સર્વે બીજા ઓરડામાં ખાણાંની ટેબલપર બેઠાં. સુના, હોરમજી, સોલીસીટર તથા તેવણના ધણીયાણી સાથે બેઠાં હતાં, અને શાવકશાહ પરીચેહેરની પાસે બેઠો હતો. સુનાની નજર શાવકશાહ ઉપરજ હતી. જયારે તે પરીચેહેર સાથે વાત કરતો ત્યારે તેનો મધુર અવાજ સાંભલી સુનાનું ચીત ફરી જતું. શાવક પણ વખતે વખત સુના તરફ જોતો, પણ જયારે તેઓ બંનેની નજર એક થઇ જતી ત્યારે તે તરત બીજી તરફ જોતો. તેણી શાવકની પાસે બેસવાની ઘણીજ ઉમેદવાર હતી, પણ પરીચેહેરને લીધે તેણીની મુરાદ બર આવી નહીં તેથી નાચાર થઇ બીજી જગાએ બેઠી. ખાણું પુરૂં થવા બાદ સઘલાં પાછાં વાતે બેઠાં, તે વખતે હોરમજી પોતાની ખુરસી શાવકશાહની આગલ લેઇ જઇને બેઠા. થોડા વખતમાં વાતચીત કરતાં એવું લાગ્યું કે જાણે શાવકશાહ સાથે તેવણને લાંબા વખતની ઓલખાણ હોય, તેમ તેવણને પણ તેનો મધુર અવાજ ખુશ લાગતો હતો અને ખુદરતીજ તેવણ તેની ઉપર પ્યાર કરવા લાગ્યાં. આ વખતે એક ચાકરે આવી સોલીસીટરના કાનમાં કંઇ કહ્યું, તેથી તેવણે પીરોશાહ શેઠને પોતાની સાથે આવવાની ઇશારત કીધી; અને બીજા પરોણાઓને મોટે સાદે કહ્યું, “ગ્રહસ્થો, હમોને જરા

અગતના કામસર નીચે જવું પડે છે તે માફ કરજો, થોડા વખતમાં અમે પાછા આવીએ છીએ." એમ કહી તેઓ નીચે ગયા.

મોબેદ કુકાદારૂ આસરે સાઠ વરસની ઉમરનો હતો. સોલીસીટરે તેને સારો પોશાક પેહડાવીને નીચે બેસાડયો હતો, તેને પીરોશાહે પેહેલે ઓલખાણ કરાવી અને બીજી વાતો કીધા પછી, ગુમ થાયલી તેહમીનાનો હેવાલ પુછયો, ત્યારે કુકાદારૂએ નીચે મુજબ જવાબ આપ્યો, કે, "જે ઘરમાં તેહમીનાં રહેતી હતી તે ઘરનો માલીક એક બુઢો મરદ હતો, તે જ્યારે મોહોતનાં બીછાનાપર સુતેલો હતો ત્યારે એક દીવસે તેણે મને બોલાવી મંગાવ્યો. તે બુઢા સાથ મને ઘણાં વખતની દોસ્તી હતી, તેથી તરતજ હું તેની આગલ ગયો, અને મને બોલાવવાનું કારણ જ્યારે મેં તેને પુછયું, ત્યારે તેને મને જવાબ દીધો, "જો, એ મારા દોસ્ત, જે કામને સર આ વખત મેં તુને તસદી આપી છે, તે કંઇ મારા પોતાને લગતી નથી, પણ મારી એક ફરજ અદા કરવાની રહી ગઇ છે ને હવે હું મરવા સુતો છું, વાસ્તે દોસ્તીના હકમાં અગર તું ખોદાને ખાતર તે ફરજ તું પોતાને માથે લે તો તુને મોટું સવાબ હાંસલ થાશે." મેં તેને એ વાતની કબુલાત આપી, ત્યારે તેને ઘણી ખુશાલી પેદા થઇ અને નીચે મુજબ મારી આગલ તે ફરજનું બયાન કહી સંભલાવ્યું, "કે આસરે એક વરસની વાતપર એક સતર વરસની તેહમીના નામની જુવાન સ્ત્રી મારા ઘરમાં એક ઓરડો ભાડે લેઇને રહેતી હતી. તેણી કદી પણ બહાર નીકલતી નહીં અને જ્યારે જુવો ત્યારે તેનો ચેહેરો ઘણોજ ગમગીન દીસતો હતો. વખત જતાં તેણીએ પોતાનો ખોરાક પણ કમતી કીધોહતો, અને આખરે માંદગીના બીછાનામાં સુતી. મને તેણીના હાલપર ઘણીજ દયા આવી; તેથી દાકટરને બોલાવી મંગાવ્યો પણ મારી અજાયબી વચ્ચે તેને મને જણાવ્યુ કે તેણીને હમેલ રહેલા હતા. માણુસ જાતની મારી એક ફરજ તરીકે તેણીની સારવાર કરવાને એક દાસી તેણીની નોકરીમાં મેં રાખી. એક દીવસે તેણીની ઉપર એક કાગલ આવ્યું તે ઉખેડતી વખત તેણીનાં મોહોડાં ઉપર મેં પેહેલાંજ વખત ખુશીનાં ચીન્હો જોયાં; પણ અફસોસ કે તે ખુશી થોડા વખતની હતી, કારણકે તે કાગજ વાંચી રહે તેટલામાં તો તે કમનસીબ નાજની બેસુદ્ધ હાલતમાં બીછાના ઉપર પડી. હાય અને અફસોસ કરતી, ફીરોજ, વહાલા ફીરોજ કરતી, બુમ માર્યા કરતી ને દીવાનીની પેઠે આમથી તેમ ફરી માંથા કુટતી. એ રીતે આંઠ દીવસ ગુજરી ગયા, અને નવમે દીવસે રાતે પેલી દાસીએ આવીને મને ખબર આપી કે, તેહમીના હંમેલથી છુટી છે અને તેણીને પેટે એક અતી ખુબસુરત બેટા-

નો જનમ થયો છે. (આં વખતે પીરોશાહ શેઠનું માંથું ફરવા લાગું, અને તેવણુની આંખમાંથી દડદડ આંસુઓ વહેવા લાગ્યાં; તેવણુની છાતી ધમણુની માફક સ્વાશ લેવા લાગી, તોપણુ તે મોબેદને વાત પુરી કરવા તાકીદ કીધી, કે ટાહેલું છોડી દેઇ એ વાતનો છેડો શું છે તે મને કહી દે.) મોબેદે આગલ ચલાવ્યું કે, પછી તે બુઢાએ મને કહ્યું કે, તેહમીનાની તેણે બે મહીનાં સુધી એક પોતાનાં બચ્ચાંની માફક સારવાર કીધી, ને મારે પેટે ફરજંદ નહીં હોવાથી તેહમીનાનેજ મારાં ફરજંદ તરીકે રાખવાને મેં મારા મનમાં ઠરાવ કીધો હતો. તેહમીનાં વારંવાર પોતાનાં વહાલાં ફરજંદ તરફ જોતી, ને તેને પોતાની છાતીએ દાબી જાર જાર રડતી, ને ઘડીકમાં તે બચ્ચાં તરફ જોઇને બોલતી, "ઓ મારાં વહાલાં ફરજંદ તુને જોઇને મને મારા વહાલા ફીરોજની યાદ આવે છે, અફસોસ કે તે તુને જોવા નહીં પામશે ને તમે બંને બાપ બેટા એકએકથી અજાણુા રહેશો. અરે! ખોદા મારાં ફરજંદની તું નેગેહબાની કરજે." આવી રીતે તેણી તમામ દીવસ રડી રડીને કહાડતી. ચોથે મહીને તેણીએ મને જણાવ્યું કે તે બચ્ચાંનું નામ ફરાંમરોજ રાખ્યું છે. તે છોકરો શરીરે તનદરોસ્ત અને બેહદ ખુબસુરત હતો. એક દીવસે સહવારે હું મારા ઘરનાં ઓટલા ઉપર બેઠેલો હતો ત્યારે પેલી દાસી એકાએક ફીક્કા ચેહેરા સાથે દોડતી આવી, ને મને ખબર કીધી કે તેહમીનાં પોતાનાં બચ્ચાં સાથે કેઠે જતી રહી છે. આ સમાચારથી મને ઘણું દુ:ખ લાગ્યું, અને ત્રણુ દીવસ ભુખ તથા થાક ખમીને આખા ગામમાં રઝલ્યો પણુ તે કમનસીબનો કસો પટો મલ્યો નહીં, ત્યારે નીરાસ થઇને આખરે હું પાછો ઘેર આવ્યો; ઘર આવ્યા બાદ દાસીએ મને એક કાગલ આપ્યું, કે તે તેહમીનાનાં બીછાનાંપરથી નીકલ્યું હતું. તે ઉખેડીને વાંચતાં તેમાં નીચે મુજબ લખેલું હતું."

**"બાપ કરતાં પણુ વહાલા અને ખુબીવંતા મેહેરબાંન,**

જત તમોએ પોતાનાં બચ્ચાં કરતાં પણુ મારી વધારે સારવાર કીધી છે, પણુ તેનો બદલો ખોદા સીવાય બીજા કોઇથી વલશે નહીં. મારા જેવી દુ:ખી ઓરત દુનીઆમાં થોડીજ હશે કારણુ કે મેં મારો એક અતીઘણો વહાલો આશક અને ધણી ખોયો છે તેની સાથે વલી તેવા દુ:ખમાં ને ગરીબાઇમાં મને એક બચ્ચાંનો જનમ થયો છે. લાંબો વખત તમારે ઘેર પડી રહી, હરાંમનું ખાવા કરતાં મેં જંગલોમાં ભટકી મારો અંત લાવવાનું બેહતર ધારવાથી તમારૂં મુબારક ઘર મેં છોડયું છે, તે માફ કરજો, ને મારાં વહાલા બચ્ચાંને મેં ખોદાને

સવાધીન કીધું છે, એટલે આપણા ગામના તલાવની પાસે આવેલા ખેતરની અંદર તેને એકલું મુકી દીધું છે. મારી ખાત્રી છે કે ખોદા તેની પાસબાની કરશે, ને હવે મારે વીશે હું કહી શક્તી નથી, કે મુંજ કમબખતનો અંત કેવી રીતે આવશે. મારા બચ્ચાંની બાજુએ ત્રણ તલ છે તેમજ મારા વહાલા આશક પીરોજની બાજુપર પણ ત્રણ તલ હતા. (આ વખતે પીરોજશાહ શેઠે પોતાની બાજુ પરના ત્રણ તલ મોબેદને દેખાડ્યા) ખોદા તમારૂં ભલું કરે. છેલી સલામ.

લા૦ કમબખત."

આ કાગજ વાંચતાનેવાર તે કમનસીબ બચ્ચાંની શોધમાં હું તલાવ આગલ ગયો, પણ અફસોસ કે આખો દીવસ ભટક્યો પણ તે બચ્ચું નજરે પડયું નહીં, અને તે બચ્ચાંને કોણ ઉંચકી ગયું છે તે જો તમે કોઇ તે તલાવ આગલ રહેનાર એક ભરવાડને પુછશો તો તમને તે જણાવશે." એટલું કહી રહ્યો તેટલામાં તે બુઢાનો પણ પ્રાણ નીકલી ગયો, ને હું મારે ઘર ચાલતો થયો. પીરોજશાહ શેઠે મોબેદને આસરે પાંચસો રૂપીઆ આપ્યા ને તેનીજ સાથે મસલત કરી તે તલાવવાલા ગામમાં જવાનો ઠેડાવ કીધો.

---

## પ્રકરણ ૨૨ મું.

### શાવકશાહ તથા સુના.

સુના શાવકશાહ સાથે વાત કરવાને અંતકરણથી ઘણું ચાહતી હતી, પણ શાવકશાહ તેની સાથે દુરથીજ નમીને વાત કરતો હતો. એક દીવસે હોરમજી તથા સુના એકજ ઓરડામાં બેઠેલાં હતાં તે વખતે હોરમજીએ સુનાને કહ્યું, "વહાલી દીકરી, તું શાવકશાહ વીશે શું ધારે છે? મને તો એની રીતભાત ઘણી સારી લાગે છે; તેનું બોલવું, ચાલવું, બેસવું, ઉઠવું, એ સર્વે પેહેલા વર્ગના સુધારાના જેવું છે, અને મને તો જાણે કેટલા લાંબા વખતની દોસ્તી હોય તેમ એની ઉપર વધારે પ્યાર લાગે છે." સુનાએ જવાબ દીધો, "વહાલા બાવાજી, તમે કહો છો તે સર્વે ખરૂં છે. શાવકશાહની રીત ભાતને હું ચાહું છું, ને તેનો અવાજબી ઘણોજ મધુર ને મીઠો લાગે છે." આ વખત અનુસરતો સમજી હોરમજીએ કહ્યું, "ને વહાલી સુના ખોદા કરશે તો થોડા દીવસમાં શાવકશાહના ને પરીચેહેરનાં મુબારક લગન થાશે." આ વખતે સુના એટલા તો વીચારમાં હતી કે તેણીના હાથમાંથી ભરત કામનું કેનવાસ નીચે પડી ગયું, તે પણ તેણીને

ખબર પડી નહીં; એટલામાં બારણું ઉંગડયું, ને એકાએક શાવકશાહ આવી લાગા. હોરમજી ઘણા ખુશીમાં આવી તેવણને ઘણાજ હેત સાથે પોતાની પાસે બેસાડ્યા. સુનાના ચેહેરા પર તરેહવાર રંગો બદલાવા લાગ્યા, અને તેણીનું આખું આંગ ગભરાટમાં ધ્રુજવા લાગું, પણ ધ્રુજવાનું કારણ શું તે પણ તેણી જાણતી ન હોતી; અને તે કંઇજ નહીં પણ ફક્ત શાવકશાહની હાજરીથીજ હતું, કે જેને જોઇ સુના ગભરાતમાં પડી, કારણકે અંદરખાનેથી તેણી શાવકશાહને ચાહતી હતી. જ્યારે તેણી શાવકશાહના ચેહેરા તરફ જોતી ત્યારે તેણીને પોતાના વહાલા નસલીનો ચેહેરો યાદ આવતો, તેનો અવાજ સાંભલતી ત્યારે તેણીને નસલીનોજ મધુર અવાજ સંભલાતો, તેમ તેણીની છાતી વધારે ઉભરાતી. એક તરફથી જાણે નસલી એક બીયાબાન જંગલમાં ઉભો રહી, હાય અફસોસ મારતો હોય, એવો ચેહેરો આબેહુબ તેણીની નજર આગલ માલમ પડતો, અને બીજી તરફથી શાવકશાહનો ચેહેરો તેણીની નજર સામેજ ઉભેલો હતો; તેવા દેખાવથી તેણીનું મગજ ફરવા લાગું, ને એકાએક ખુરશી પરજ ડોકી નાખી બેસુધ પડી. તરતજ શાવકશાહે તેણીનાં મોહપર પાંણી છાંટયું, ને હોશીયાર કીધી, પણ શરમની મારી સુના જેમ તેમ જાણે કાંઇ હોયજ નહીં તેમ કહેવા લાગી, "નહીં, શાવકશાહજી મને કંઇ નથી, એતો મને જરા ફેર આવવાની ટેવજ છે." એ વખતે એક ચાકરે આવી હોરમજીને કહ્યું, કે સોલીસીટર તમોને નીચે બોલાવે છે, જરા જલદી આવો, તેથી હોરમજી નીચે ગયા અને સુના તથા શાવકશાહ હવે એકલાં પડ્યાં, તેથી સુના વધારે ગભરાટ તથા શરમમાં પડી, પણ શાવકશાહે તેણીને કહ્યું, "સુનાબાઇ શું હજુર તમોને ફેર આવે છે?" તેનો જવાબ સુના આપવા જાય છે, તેટલામાં તો ઓરડાનાં બારણાં જોરમાં ઊઘડ્યાં અને પીરોશાહ શેઠ, સોલીસીટર તથા હોરમજી અને કુકાદારૂ મોબેદ, સોલીસીટરનાં ધણીઆણી, ખરસેદજી ખાનબહાદુર તથા તેવણની છોકરી પરીચેહેર એ સર્વે ખુશી ભરેલાં હસતાં મોહડે દાખલ થયાં. આ બધાને એકાએક સાથે આવતાં જોઇ, સુના તથા શાવકશાહ જરા ગભરાતમાં પડ્યાં; પણ તેટલામાં પીરોશાહ શેઠે શાવકશાહનો હાથ પકડી, "મારા વહાલા દીકરા," એટલું બોલી તેને પોતાની છાતીએ દાબ્યો, અને ખરસેદજી ખાનબહાદુરે શાવકશાહને મોટે અવાજે કહ્યું, "વહાલા શાવકશાહ, હવેથી તમોને બધાં ફરાંમરોજને નામે બોલાવશે, તમે જાણો છો કે તમારાં માબાપ કોણ હતાં તે કોઇને માલમ નથી, તેમજ તમોને પણ નથી, પણ સર્વે રીતની તજવીજ કરતાં, આ પીરોશાહ શેઠ તમારા વહાલા પીતા છે અને તેવણનાં

તમે દીકરા થાવો છો; બીજી તમામ વીગત તમોને આસ્તે રહીને જણાવવામાં આવશે." આટલું બોલવું કે તરતજ શાવકશાહ પોતાનાં બાપને જોરથી કોટી કરી છુટો થતાંવાર સુનાની તરફ ધસી ગયો, અને બોલ્યો, "જેમ પીરોશાહનો દીકરો હું શાવકશાહ, તેમ પ્યારી સુના હું તારો નસલી પોતે છું." સુના અને નસલી એક એકની ગોદમાં દબાઇને ઉભાં. તે વખતનો દેખાવ ઘણો અસરકારક હતો. હોરમજીની પણ છાતી ખુશીથી ઉભરાઇ આવતી હતી, કે ક્યારે તે સુનાને કોટી કરી છુટો થાય, કે પોતાના વહાલા નસલીને પોતાની ગોદમાં દાબે. થોડા વખતમાં તેવણની મુરાદ પણ પુરી પડી. પીરોશાહે પોતાનાં બચ્ચાંને ખેતરમાંથી લાવીને પોતાનાં ઘરમાં પરવરશી કરવા સારૂં હોરમજીનો મોટો ઉપકાર માન્યો, અને તેજ જગોએ સર્વેએ ઠરાવ કીધો કે બધાએ પાછું શાહબાદ જવું, ને ત્યાંનાં "બાગે બેહેસ્ત" મેહેલમાં સુના તથા ફરાંમરોજનાં (હવે નસલી ને ફરાંમરોજ કહીશું) લગન કરવાં.

વાંચનાર અજબ થશે કે ઉપર જણાવ્યા પ્રમાણે તો શાવકશાહ યાને નસલીનાં લગન તો પેલી પરીચેહેર સાથે થવાનાં હતાં, પણ જણાવવું જોઇએ કે જ્યારે એ વાત શાવકશાહનાં કાનપર ગઇ ત્યારે પોતે પરીચેહેરને કહ્યું હતું કે, "મેં એક સારાં માણસની છોકરી સાથે પરણવાને કબુલાત આપી છે." ત્યારથી તેઓ એક બીજાને ભાઇ બેહેન તરીકેજ ચાહતાં હતાં.

જ્યારે સોલીસીટર, પીરોશાહ શેઠ, તથા કુકાદારૂ, પેલા તલાવવાલાં ગામમાં ગયા અને ત્યાંનાં ઝુપડાંમાં રહેનારાઓમાં પેલાં તેહમીનાનાં બચ્ચાં વીશે પુછપરછ ચલાવી ત્યારે એક ગામડયાએ જણાવ્યું કે, તે છોકરાને શાહબાદ ગામનાં મોટા જાગીરદાર હોરમજી શેઠ લેઇ ગયા હતા, ને તેને પાલી પોશી મોટો કીધો હતો, પણ હાલ ત્રણ વરસ થયાં તે છોકરો તેવણનાં ઘરમાંથી જતો રહ્યો છે. આ વાત સાંભલતાં વાર સોલીસીટરને નસલીની યાદ આવી ને તેવણની ખાત્રી થઇ કે નસલી સીવાય બીજું કોઇજ નહીં. એ મુજબ પીરોશાહ શેઠને બધી વાત જણાવી કે એ ગામડયાઓ કહે છે તે સઘલું ખરૂં છે, અને હોરમજીને એ છોકરો ખેતરમાંથી મલ્યો હતો, તેને પોતાને ત્યાં પાલી મોટો કીધો હતો, અને તેનું નામ નસલી કરી રાખ્યું હતું. કંઇ ઘર સંસારી ખટપટને લીધે તે છોકરો આસરે ત્રણ વરસ થયાં એવણનાં ઘરમાંથી જતો રહ્યો હતો; પણ હોરમજીના ભાઇ બરજોરજી તે વખતે હૈયાત હતા અને તેવણ તે ખટપટની વાત જાણતા હતા, તેથી નસલીને તેવણે બહાર દેશાવર થોડો

વખત ફરવા જવા ફરમાવ્યું, અને તે બહાર ગામોમાં તથા સારાં સારાં શેહેરોમાં ફરવા ગયો, અને મને બરજોરજી તરફથી હોકમ મલ્યો હતો, તે પ્રમાણે હું તે છોકરાને દર વરસે રૂપીઆ ચાર હજાર પુગાડનો હતો, વાસ્તે હવે તે ત્યાંથી પાછો ફર્યો છે અને ટુકમાં કહું તો તે બીજો કોઇજ નહીં પણ આપણો શાવકશાહજ તેજ જતો રહેલો નસલી અને તમારો દીકરો ફરામરોજ છે.

આવી રીતે સર્વે ભેદ ભરમોનો ખુલાસો થયો, અને બાપ બેટા તથા આશક માશુકનો નહીં ધારેલો મેલાપ થયો.

બે દીવસમાં સર્વ જણાં શાહબાદ જઇ પુગાં અને સુનાનાં "બાગે બેહેસ્ત" મેહેલમાં ઉતારો લીધો. મેહેલને અચ્છી રીતે સંગારવામાં આવ્યો હતો. ગામનાં લોકોમાં સુના તથા નસલીને નામની સખાવત તથા ખાણાં પીનાં અપાવા લાગ્યાં, અને સુનાની એકવીસમાં વરસની સાલગરીનાં મુબારક દીવસેજ તેણીનાં ફરામરોજ સાથે ધામધુમથી લગન થયાં. હવે તુકારામ જોશીના કહેલા વરતારા તમામ ખરા પડ્યા. સુના અથવા ગુલે-શાહબાદ પોતાના વહાલા નસલીને અતીઅંત પ્યારથી ચાહવા લાગી ને તેને દરેક વાતે ખુશી રાખતી, તેના દરેક બોલને અમુલ્ય મોતીની મીસાલ કીંમતી ગણતી. બીજે દીવસે તેણીને પોતાના મરનાર કાકા બરજોરજીનું આપેલું કાગજ યાદ આવ્યું કે તે એકવીસમી વરસે વાંચવાને ફરમાવ્યું હતું, તે તેણી-એ તરત બહાર કાહાડીને વાંચ્યું, તેમાં નીચે મુજબ લખ્યું હતું :—

"**વહાલી દીકરી સુના,** આશા રાખુંચ કે આ કાગજ તુંને ફરમા-વ્યા મુજબ તારા એકવીસમાં વરસ પછીજ વાંચે છે. વહાલી દીકરી સુના હવે તું તારા લગ્નની પણ તજવીજ કરજે અને જો સોરાબે આ મોટી દોલત લેવા બાદ પોતાની ચાલ સુધારી હોય અને તારી ખાત્રી હોય કે તે હવે સુધર્યો છે તો તેના સાથે તારી શાદી કરજે, પણ જેમ હું ધારૂંચ તેમ તે કદી સુધરશે નહીં તેમ જો હોય તો તારો એક વખતનો પ્યારો નસલી તુને આવીને મલશે અથવા તો આવ્યો પણ હશે અને તેમ હોય તો તેની સાથે તારા લગનનો ગાંઠ જોડજે, કે તેથી મારૂં રૂહ પણ ખુશી થશે. નસલી જેવો વફાદાર, ખુબસુરત, અને ખુબાવંતો ધણી તુને મલવો મુશકેલ છે. વાસ્તે જેની સાથે પણ તું પરણે તેની સાથે તું સદા સુખી રહેજે, અને સોરાબ ઉપર તું તારો ભરોસો મુકે તો ઘણો લાંબો વીચાર કરજે, ને નસલીને વાસ્તે જરા પણ વીચાર લાવતી ના. હું જાણુંચ કે તું નસલીને હવે વધારે ચાહે છે પણ યાદ રાખજે કે તે તુને જરૂર આવીને મલશે, હાલ એજ.

**લા૦ તારો વહાલો કાકો.**"

કાગજ વાંચવા બાદ, સુનાએ પોતાના કાકાના રૂહ પર દુવા ચાહી, ને ખોદાતાલાની બંદગી કરવામાં રોકાઇ. તેણી પોતાના ધણીનું સુખ ઘણા વરસ જોવાને ભાગ્યશાલી થઇ. તેણીને ત્યાં બે બેટા તથા બે બેટીઓનો જન્મ થયો અને તે બંને બેટાઓએ મોટો વેપાર કરી ઘણી આબરૂ મેલવી દુન્યામાં પોતાના નામ આશકારા કીધાં હતાં. બીજા હાથ પર સોરાબે કેદખાનામાથી છુટવા બાદ જુગારખાનાનો રસ્તો લીધો અને ત્યાં ઘણા રૂપીઆ હારી જવાથી આપઘાત કરી મરણ પામ્યો. તેની બાયડી શીરીન એકાએક તાપ આવ્યાથી મરણ પામી.

આ મુજબ નેકીના બદલામાં નેકી ને બદીના બદલામાં બદી આપી ને આ વાત ખતમ થાય છે.

સમાપ્ત.

# જ્ઞાનવર્ધક.

**ત્રણ રૂપીયામાં ૭૦૦ સફા આપતું સર્વેથી મોટું ચોપાનિયું ત્રણ ચોપડીઓની ભેટ સાથે!**

**કીંમત—ફકત વરસના રૂ ૩) પોસ્ટેજ મફત.**

આ ચોપાનિયું દર મહીને ૫૬ સફા આપે છે તેમાં **તરેહવાર વાર્તા, જાણવા જોગ બાબદો,** અને **ચિત્ર સાથે "અરેબીઅન નાઇટ્સ"** આપે છે.

**☞ તે ઉપરાંત વરસમાં ત્રણ ચોપડી ભેટ આપેછે.**

૧૮૮૭માં **બે મુનાજાતની ચોપડી, એક જુબીલી બંદગીની ચોપડી,** અને ડીસેમબરમાં પારસીઓને **યજશને તથા ગાથાના તરજુમાનું મોટું પુસ્તક,** તથા બીજી કોમવાલાઓને **રજપુત વીરરસ કથાનું મોટું** પુસ્તક ભેટ આપયું છે.

**૧૮૮૮ માં નીચલી ત્રણ ચોપડીઓ ભેટ આપીછે.**

મારચ માસમાં, જમશેદી નવરોજની ભેટ—અમર મુનાજાત અંક ૯

સપટેમબર માસમાં, પતેતીની ભેટ—રૂસ્તમી મુનાજાત અંક ૪.

ડીસેમબર માસમાં ક્રીસમાસની ભેટ—એક રૂપીઆની કીંમતની ચોપડી

**ખરી હકીકત—આ ચોપાનિયાં જેટલું સસતું ચોપાનિયું ગુજરાતી ભાષામાં એકબી નીકલતું નથી.**

**⁂ ફકત ત્રણ રૂપીઆમાં ૭૦૦ સફાના પુસ્તક ઉપરાંત ત્રણ ચોપડીઓ ભેટ આપતાં** તેના પ્રગટ કર્તાને શું નફો રેહતો **હશે** તેનો વીચાર કદરદાન વાંચનારે કરવો.

**પ્રગટ કરનાર—જેહાંગીર બેજનજી કરાણી,** પારસી બજાર કોટ, મુંબઇ.

## જેહાંગીર બેજનજી કરાંણીએ પ્રગટ કરેલાં

# જરતોસ્તી ધર્મસંબંધી પુસ્તકો.

——:o:—— રૂ. આ.

**પાક ખોરદેહ અવસ્તા**—આ કેતાબ ઘણા સુંદર, મોટા ને નવી ઢપના ટાઇપ, સફાઇદાર જાડા કાગજની છપાઇ સાથે, નવી તહરાંની (કલૉથ બાંન્ઇડીંગ) કપડાંની બાંધણીને લીધે ઘણી સસતી ને સારી તરીકે આશકારા થઇછે. આ કેતાબ મધે **સાધારણ રોજના ભણવાના અવસ્તા, બધી નીઆએસો, ત્રણ પતેતો, બાજ, નમશકાર, અને અગીઆર યશ્તો** છે ...... ૦ ૮

**ખોરદેહ અવસ્તા બેતોમાં**—પવિત્ર બંદગી રંગીન એબારતે. આ ચોપડીમાં આપણા સાધારણ અવસ્તાને ગુજરાતી બેતોમાં મોઠવ્યાછે અને તે ચોતરફથી પસંદગી પામ્યાછે ...રૂ ૧॥ તથા ૧ ૦

**અમર મુનાજાત**—જાણીતા સાહેર રૂસ્તમ ઇરાનીની ૪૮ ગુજરાતી મુનાજાતોનો સંગ્રહ છે, જે બંદગી પછી પઢવા લાયક છે... ૦ ૪

**સેતાયસ નામું**—જેમાં ખાલેસ બંદગી ગુજરાતી હરફે આસમાની જબાનમાં, ફારસી જબાનમાં, અને ગુજરાતી જબાનમાં ખાલેસ બંદગીઓ આવીછે, જે દરેક જરતોસ્તીઓને પઢવા જોગ છે. ૧ ૦

**અરદા વીરાફનામું**—જેમાં બેહસ્ત તથા દોજખમાં શું શું છે તેનો ખુલાસો આપવામાં આવ્યો છે, તે ઉપરાંત **ગોસ્તે ફરયાનો** નામની એક કેતાબ જે મધે સેહતાન તથા દસ્તુર ગોસ્તે ફ્રયાન સાથે ચયલા ભેદી સવાલ જવાબો છે, તે કેતાબ આખી આપી છે અને વળી **"હાદોખ્ત નસ્ક"**ની તથા **"એકવીસ નસ્ક"**ની જાણવાજોગ બાબદો આપી છે. કીંમત ઘણીજ સસ્તી રાખી છે ......... ૧ ૦

**યજસને તથા ગાથાઓનો તરજુમો**—મોંસ્યો હાર્લેના ફ્રેંચ તરજુમાં ઉપરથી ગુજરાતીમાં કીધેલો છે. કીંમત......રૂ ૧I તથા ૧ ૦

**ફ્રામરોદનો હા તથા ગાથાના પાંચ હા**—ઘણી સફાઇથી અને ઉંચા કાગજપર ખુલ્લા ને મોટા અક્ષરે છાપેલા છે... ૦ ૪

**પુરાતન જમાનાના પારસીઓ:**—તેઆ વીશે હીરોડોટસનુ લખાણ; અને અવસ્તાવાણી સાથ તેની સરખામણી અને ફ્રરક. લખનાર મી. પા૦ બ૦ દેશાઇ ... ... ... ... ૦ ૧૨

**રૂસ્તમો મુનાજાત**—ઘણી ખાલેસ ગુજરાતી બંદગી, જેમાં ૮૬ ગુજરાતી મુનાજાતો છે ... ... ... ... ... ... ૦ ૪

**છુટી યશ્તો**—આવાં યશ્ત, મોટી હપ્ત અમસાસપંદ યશત, ગોશ યસ્ત, ને હોરમજદ યશત. કીંમત દરેકનાં ... ... ... ૦ ૨

# ડોન કવીઝોટનો રમુજી કીસ્સો.

## આ દુનિયામાં વખણાયલા અતી રમુજી વાંચવા લાયક કીસ્સાના પુશકલ ચીત્રો સાથે

## ત્રણ પુસ્તકો સંપૂર્ણ બાહાર પડી ચુકાં છે,

તે નીચલે ભાવે વેચવા માટે તૈયાર છેઃ

પુસ્તક પેહેલું—૬૪ ચીત્રો સાથે—કીંમત રૂ૨ાા.<br>
પુસ્તક બીજું—૫૦ ચીત્રો સાથે—કીંમત રૂ૨ાા.<br>
પુસ્તક ત્રીજું—૧૫ ચીત્રો સાથે—કીંમત રૂ૧ાા.<br>
} પોસ્ટેજ દરેકનો રૂ૦.

**ત્રણ પુસ્તકો સાથે બાંધેલાની કીંમત રૂ ૪.**



"સેન્કો પાન્ઝા હાકેમ થયો છે!"

☞ **ચીત્રો સેંહુકડો આપ્યાં છે,** તેમાંથી ફક્ત એકનો નમુનો છાપ્યો છે. એથી ઘણાં મોટાં અને સરસ ચીત્રો આવ્યાં છે.

આ જગત પ્રસીદ્ધ કીસ્સાનો તરજુમો યુરોપની સર્વે ભાષાઓમાં થયો છે અને તેનો ગુજરાતી ભાષામાં આ પેહેલવેહલોજ તરજુમો છે અને તે ઉપર **સેંહુકડો રૂપીયાનો ખર્ચ કરી વેલાતથી ખાસ ચીત્રો મંગાવ્યાં છે.**

પ્રગટ કરનાર—**જેહાંગીરએજનજી કરાણી,** પારસી બજાર કોટ, મુંબઇ.

"ડોન કવીઝોટનો ગુજરાતી તરજુમો—ગુજરાતી ભાષામાં વાર્તાઓના પુસ્તકની ખુટ પુરી પાડવાની આપણા શેહરના પેલા જાણીતા બુકસેલર અને પબલીસર મો૰ જેહાંગીર કરાંણીની કોશેસથી આપણે આજે કેટલાંક એવા સસતાં, એવાં તરેહવાર કીસમનાં ગુજરાતી પુસ્તકો ઘણાં સરસ અને સારા આકારમાં જોવાને ફતેહ પામ્યા છે કે તેવાં પુસ્તકોની હસ્તીનો કોઇને ખ્યાલ વટીક આવ્યો ન હશે * * * મો૰ કરાંણીએ એક નવી પેહલ તરીકે ઘણાજ ઉચાં કીસમના સંખ્યાબંદ ચીતારો સાથની વાર્તાના પુસ્તકો પ્રગટ કરવાનો ઠેરાવ કીધો છે અને તેના સરૂઆત તરીકે "ડોન કવીઝોટ"ની હસમુખી વાર્તા પસંદ કીધી છે."

"અખબારે સોદાગર."

## જેહાંગીર બેજનજી કરાણીએ પ્રગટ કરેલાં
## લોકોપયોગી સસતાં પુસ્તકો.

——:o:——

| | રૂ. | આ. |
|---|---|---|
| **ખુલાસે જાદુ**—૨૫૦ ખેલોનો મોટો સંગ્રહ, જેમાં તરેહવાર હાથ ચાલાકીના ખેલો, વિદ્યા કલાના અખતરાઓ, અને બીજી અજાયબી ઉપજાવનારી રમત ગમતો તેના ખુલાસા સાથે છે... | ૧ | ૦ |
| **દરેક માણસનો વૈદ અથવા દરદીનો દોસ્ત,** જે મધે દરેક દરદની ઉત્પતી, તેનાં કારણો, અને તેના ઉપાયો આપવામાં આવ્યાછે તથા ઈંગ્રેજી અને દેશી બંને જાતના પ્રીસક્રીપશનો આપ્યાંછે. અંગ્રેજી દવાના નામો ગુજરાતીમાં છાપવા ઉપરાંત ઈંગ્રેજી અક્ષરે પણ છાપ્યાંછે જેથી ઈંગ્રેજી દવા મંગાવતાં હરકત નહી થાય. ૩૫૦ મોટા સફાની ચોપડી થવા છતાં કીંમત ઘણી સસતી રાખીછે. ૨ ૨॥ તથા | ૧ | ૮ |
| **જીંદગી ભોગવવાની જુગતી**—જે મધે સંસારને તથા દુન્યાને લગતી તમામ નીતી વીશે ઉપદેશ આપેલા છે......૨ ૧ા તથા | ૦ | ૧૨ |
| **યાદ રાખજો! આ રીતભાતનો રસાલો,** ગ્રહસ્થ સ્ત્રી તથા મરદને લાયકની દરેક રીતભાતો ને "એટીકેટ" એમાં સમાવી છે. | ૧ | ૦ |
| **"ક્રિકેટ"** તેના સર્વે કાયદા સહીત : જેમાં ૮ ચીત્રો તથા ૩ આકૃતીઓ છે. દરેક દેશી રમનારે આ ચોપડી જરૂર રાખવા જોગછે. | ૦ | ૪ |
| **પારસી લોકોના ધારા**—અંગ્રેજી તથા ગુજરાતીમાં, શેઠ સોરાબજી સાપુરજી બંગાલી, સી. આઇ. ઇ. ની સરેહ સાથના...... | ૦ | ૮ |
| **નારી દુ:ખ નીવારણ,** જેમાં દરેક સ્ત્રી ઉપયોગી દુ:ખ દર્દની જાણવાજોગ વીગત આપીછે ............................ | ૦ | ૮ |
| **પત્રપોથી,** છોકરીઓને કાગજ લખવાની રીતી શીખવનારૂં પુસ્તક. | ૦ | ૮ |
| **વીલાયતના કવેશ્વરો,** જેમાં ઈંગ્રેજી કવીઓની જીંદગી તથા તેમના લખાનોના નમુના આપ્યા છે .................... | ૧ | ૮ |
| **વીલાયતનું રાજબંધન** જેમાં પારલામેંટની જાણવાજોગ હકીકત અને રાજદુવારી બાબદોનો સામાવસ છે ........... | ૦ | ૬ |
| **ટરનર અને ફીટરનો મદદગાર,** જેમાં સઘલી જાતના હીસાબો, જેવાકે વ્હીલ્સ કટીંગ, મસીનના, લેઠના, દાઇના, ટેપના, નતોના, પાંનાના, દોરડાં તથા લોખંડના વજનના, પુલીની ઝડપોના હીસાબો સહીત...................................... | ૦ | ૮ |

**જન રમુજ વાર્તા સંગ્રહ—રચનાર રૂસ્તમ ઇરાની.**

"ગુજરાતી વાંચનારી આલમ ઉપલા એક જાણીતા ગ્રહસ્થનું નામ તેના અખુટ ગાયનો, બેતો, દોહરા, છપ્પા, તથા વાર્તા અને કથાના બોહલા ભંડોળથી તરત પીછાણી શકશે * * * સઘળી ભાષા ઉપર તેનો સરસ કાબુ હોવાથી તેનો વાર્તાનો સારાંશ તો એક કોરે રહ્યો પણ તેની ભાશા આપણને લલચાવીને છક કરે છે. આટલું તેનું ભંડોલ જાણવા પછી જ્યારે તેની આવી રીતની સીફત આપણે ગાઈ શકયે છે તો પછી જ્યારે તે ખરેખર પોતાનો તમામ ખજાનો ખાલી કરે ત્યારે તો તે કેટલી તારીફને લાયક થાય તે અમો કહી શકતા નથી. * * * આ માહેલી વાર્તાઓ તરફ જોતાં તે ઘણીજ ટુકી પણ નસીયત દેનારી અને કેટલીક બહુ હસવનારી છે. * * * "અખબારે સોદાગર."

"આ પુસ્તકના રચનાર ગુજરાતીઓમાં મશહુર થએલા મીં૦ રૂસ્તમ ઇરાની છે કે જેના ગ્રંથો તેઓ હરખ અને સ્વાદ સાથે વાંચે છે. મીં૦ રૂસ્તમનું લખાણ દેશી ચાલાક તેમજ રમુજ આપનારૂં છે તેમાં આ પુસ્તકથી વધારો થયો છે * * *" "હિંદ સમાચાર."

# જન રમુજ વાર્તા સંગ્રહ

## પુસ્તક પેહેલું.

## નહાની મોટી ૨૫૨ વાર્તા.

# જન રમુજ વાર્તા સંગ્રહ.

## પુસ્તક બીજું.

## નજદીક ૧૭૫ વાર્તા.

જે મધે ન્હાની મોટી ઘણા સરસ રમુજી, નશીહતી, અને ચાનાક આપનારી વાર્તા, તુસકા, અને કૌતકોનો સંગ્રહ છે.

!!! વધુ વીગત માટે આ ચોપડીઓનાં સાં કળયાં મંગાવી ધ્યાનથી વાંચવાં. અગર તમને વાંચવાની ફુરસદ નહીં હોય તો કોઇ પાસે વંચાવવાં; તેમબી કરવાની મરજી નહીં હોય તો જેણે વાંચવાનો શોખ હોય તેને સ્વાધીન કરવાં

**કીંમત દરેકનો રૂ ૧—પોસ્ટેજ.)=**

"આ પુસ્તકમાં નાની નાની રમુજી તથા જ્ઞાન સાથે ગમત આપનારી નવી તેમજ જુની, છપાયલી તેમજ નહીં છપાયલી, એક યા બીજી રીતે આપણી જાણમાં આવેલી અને વીસરાઈ જવાયલી વાર્તાનો સંગ્રહ કરવામાં આવ્યો છે. અને જ્યારે એ સંગ્રહ કરનાર કાબેલ મીં૦ રૂસ્તમ ઇરાનીનું નામ જાહેર થયું છે ત્યારે એક વાર્તા "ભંડાર"ના એક જાતના ખજાનામાંથી આ એક નમુનો માની લેવો * * *" "ગુજરાતી."

**Popular Stories**—Mr. Rustom Irani, a well-known Parsi author has recently published a Gujarati work entitled **Jan Ramuja Varta Sangra** or a collectio of Popular and pleasing stories. The book contains about 252 stories which a worth reading, as they are both pleasing and instructive. The language is simple and the addition of some pieces of poetry here and there in the stories it additional interest. Mr. Irani's accomplishments as a poet are we believe known and his venture should, therefore, be a success. Mr. Irani promis cond volume of this work next month. "*Advocate o*

**જેહાંગીર બેજનજી કરાંણીઆએ પ્રગટ કરેલાં**

**વાર્તા, કાહણુ અને કથાના પુસ્તકો તથા પારસી**

| | | |
|---|---|---|
| **રજપુત વીરરસ કથા,** પુસ્તક પેહેલું. | | |
| **રજપુત વીરરસ કથા,** પુસ્તકબીજું, ૬ મોટી રજપુત વાર્તા... | ૧ | ૦ |
| **રાજવીર કથા,** ૨૦ વાર્તાનો મોટો સંગ્રહ.................. | ૧ | ૮ |
| **લોક કથા,** ૨૧ ઘણી સરસ વાર્તાનો સંગ્રહ.............. | ૧ | ૦ |
| **વીલક્ષન કથા ગ્રંથ,** વાંચવાલાયક અજાયબ વાર્તા ......... | ૧ | ૦ |
| **શાહનશાહ અકબર કથા ગ્રંથ,** ૧૫ ચુંટી કાહડેલી વાર્તા ... | ૧ | ૦ |
| **ગુલેસ્તાનનો આખો તરજુમો** (આઠ બાબ સંપુર્ણ) ...... | ૧ | ૦ |
| **બાગોબહાર** અથવા **ચાર દરવેસનો કીસ્સો** ............ | ૧ | ૮ |
| **'ડાન ક્વાઝોટ'નો રમુજી કીસ્સો,** વેલાતથી મંગાવેલાં, **સુંદર ચીત્રો** સાથે, પુસ્તક પેહેલું ૨ રાા, પુસ્તક બીજું ૨ રાા, અને પુસ્તક ત્રીજું ........................................ | ૧ | ૮ |
| **'ડાન ક્વીઝોટ'નો રમુજી કીસ્સો,** આખું પુસ્તક, ત્રણે વાલમ સાથે બાંધેલાં, વેલાતથી મંગાવેલાં **૧૨૮ સુંદર ચીત્રો** સાથે. | ૪ | ૦ |
| **એક તબીબનો તવારીખ,** પુસ્તક પેહલું (ત્રણ સરસ નાવેલો) | ૧ | ૦ |
| **આફતાબી મીજલસ,** ૧૨ પરીઓની અજાયબ જેવી વાર્તા.. | ૦ | ૧૨ |
| **હાતમનામું,** ૧૬ ચીત્રો સાથે, (સાત સવાલો પુરા) ...... | ૦ | ૮ |
| **ઉપકાર કે અપકાર** અને **અનલરાય ને લાલબા,** એ નાટકો | ૦ | ૪ |
| **ચત્રીકાનામું** અથવા ચીનના પાદશાહ અને મગરેબની શાહજાદીનો કીસ્સો ; જેમાં ઘણી સરસ ને ભેદી વાર્તાઓ છે ...રૂ ૧ તથા | ૦ | ૧૨ |
| **અરેબીઅન કીસ્સા,** ચુંટી કાહડેલી ઘણી **સરસ** વાર્તા ... | ૧ | ૦ |
| **સાર શકુંતલ** નાટક, કવિ નર્મદાશંકર કૃત ............... | ૦ | ૮ |
| **ફેરામરજ નામું**—બંને વાલમો સાથે મળી ૨૭૮ સફાનું મોટું પુસ્તક, જેમા ઇરાનીઓએ હીંદુસ્તાન જીત્યું તેનો હેવાલ છે... | ૧ | ૦ |
| **કેરસાસ્પ નામું**—બંને વાલમો સાથે મલી ૪૧૦ સફાનું મોટું પુસ્તક થયુંછે, જેમાં જંગી કેરસાસ્પના જંગોનો હેવાલ છે. | ૨ | ૦ |
| **દારાબ નામું**—કમપલીટ ૧૨૪ સફાનું એક પુસ્તક છે, જેમાં જંગી દારાબના અજાયબ જેવા દાસ્તાનો છે. તથા રૂ ૧... | ૦ | ૧૨ |
| **પરસીઅન તેલ્સ** અથવા **૧૦૦૧ દીવસની વાર્તા.** ઘણી સરસ ઓરીયંટલ વાર્તાઓનાં ત્રણ પુસ્તક સાથે બાંધેલાં. | ૨ | |
| **ઉનાહ** અથવા **પાપીનું પગલું** એક ઇંગ્રેજી નૉવેલનો તરજુમો | | |
| **એક તબીબની તવારીખ** પુસ્તક બીજું, ઘણી સરસ ૬ નૉવેલોનો સંગ્રહ................................ | | |
| **સુગંધમાં સડો** અથવા **રંગેલું લાછન** એક પા સંસારી વાર્તા ................................ | | |

જેહાંગીર કરાણીના માસિક તથા પખવાડિક:-

## જ્ઞાનવર્ધક—સર્વેથી મોટું માસિક.

આ ચોપાનિયું દર માસની પેહેલીએ બાહાર પડે છે અને તેમાં તરેહવાર વાંચવાજોગ અને રમુજી બાબદો તથા ઘણી સરસ વાર્તાઓ જુદા જુદા કસાયલા લખનારાઓથી લખાય છે.

**કીંમત વરસના ફકત રૂ ત્રણ—પોસ્ટેજ મફત.**

☞ રૂ ૩ માં આખાં વરસનાં ચોપાનિયાં ઉપરાંત દર વરશે ન્હાની મોટી ત્રણ ચોપડીઓ ભેટ આપવામાં આવ છે. વળી તે ઉપરાંત "અરેબીઅન નાઇટ્સ" નો એકેકો ફારમ વેલાતથી મંગાવેલાં ચિત્રોસાથે આપવામાં આવે છે.

## જેહાંગીર કરાણીનો વાર્તા સંગ્રહ.

**કીંમત વરસના ફકત આના દસ—પોસ્ટેજ મફત.**

આ ચોપાનિયામાં ફકત ઘણી સારી ચુંટી કાહાડેલી વાર્તાઓ આપવામાં આવે છે. વળી તે વાર્તાનું પુસ્તક છુટું બંધાઇ શકાય માટે દરેક વાર્તાના પેજો જુદા જુદા છાપવામાં આવેછે.

*** "જ્ઞાનવર્ધક" નાં ઘરાકોને વરસના આઠ આના પડશે. રોકડા પૈસા વગર નામ નોંધવામાં આવશે નહીં.

**નવું પખવાડીક ટીકાકાર પત્ર.**

## પખવાડયાંની મજાહ.

મહીનામાં બેવાર યાને તા૦ ૧લી તથા ૧૫મીએ પ્રગટ થાય છે.

આ પત્ર મધે જાહેર બાબદઉપર ટીકારૂપી લખાણ આવેછે.

**કીંમત** આગ પર રોકડો રૂ ૧—પાછળથી રૂ ૨.

દેશાવરવાલાઓ પાસે આગ પર રૂ ૧॥—પાછળથી રૂ ૩.

**પ્રગટ કરનાર—જેહાંગીર બેજનજી કરાણી.**